કોઈની પણ મદદ વગર ઘેર બેઠાં ફોટોગ્રાફી
શીખવાનું પુસ્તક

# ફોટોગ્રાફી



અથવા

લખો—ધી ગુજરાત ફોટો આર્ટ ગૅલેરી

ગાંધી રોડ—અમદાવાદ.

# જ્યોત અને જ્વાળા

## પ્રથમ દર્શન: તણખો

**અદ્‌ભુત-રસ-યુક્ત નવલકથા**

પ્રેમપંથ અતિ કઠિન હૈ
સબ કોઉ જાનત નાંહિ
ચઢિયો મોમ-તુરંગ પૈ
ચલિયો પાવક માંહિ

લેખક તથા પ્રકાશક

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર, તળીયાની પોળ

અમદાવાદ





સોલ એજંટ

કપિલપ્રસાદ મહાસુખભાઇ દવે

ન્યુસ એજંટ, બુકસેલર એન્ડ પબ્લીશર

રતનપોળને નાકે, ગાંધી રોડ, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ

ઇ. સ. ૧૯૩૧

......

મૂલ્ય ૬ આના

મુદ્રક

ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર

'પ્રજાબંધુ' પ્રિન્ટીંગ વર્કસ

જેઠાભાઇની પોળ, ખાડીયા

અમદાવાદ

# પ્રસ્તાવના

વિશુદ્ધ પ્રેમ એ છે તો દિલનો વિષય, પણ શાસ્ત્રીય પરિભાષામાં વિશુદ્ધ પ્રેમપાત્રોનાંય વિધવિધ લક્ષણો અને બાહ્ય કસોટીઓ કહી બતાવ્યાં છે; અને એ જ વિષયને અવલંબીને વાણીદ્વારા ચિત્રાલેખન કરવા ઇચ્છતા લેખકને પણ એ લક્ષણોને વિધવિધ પ્રસંગો સાથે ગૂંથવાં પડે છે. આ ગુંથણી આજથી દસેક વર્ષ પૂર્વે કરી હતી અને થોડાં પ્રકરણો લખ્યાં હતાં; પરન્તુ તેને માટે તે વખતે પ્રકાશ કે પૂર્ણતા નિર્માણ નહિ થયાં હોય, એટલે વાર્તા અધૂરી લખાયલી જ પડી રહી. અઢી વર્ષ પૂર્વે "પ્રજાબંધુ" ની ચાલુ વાર્તા તરીકે તે આપવાનું શરૂ કર્યું અને જેમ જેમ વાર્તા આગળ લખાતી ગઈ તેમ તેમ તે પ્રસિદ્ધ થતી રહી. વાચકોને તે ગમી અને તેને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાની ઉપરાઉપરી માંગણીઓ આવી, એટલે તેને નાના અને સસ્તા વિભાગોમાં પ્રસિદ્ધ કરવાનું ઉચિત માન્યું છે. સંકલના અને આલેખન ઉપર કશું જ ભાષ્ય કર્યા વિના, કથાના પ્રત્યેક પ્રસંગના નિરૂપણ ઉપર વિવેચના કર્યા વિના, અને ગુજરાતી નવલકથાઓમાં આવી અદ્ભુત-રસ-યુક્ત કથાઓના–રોમાન્ટિક નૉવેલ્સના સ્થાનની લાંબી ચર્ચા કર્યા વિના, આ નવલકથા જેવી છે તેવી જ વાચકોના હાથમાં મૂકું છું.

તા. ૨૫–૧૦–૩૧<br>રવિવાર

ચુનીલાલ વર્ધમાન શાહ

# અનુક્રમ

# પ્રકરણ ૧ લું

## હરનામ અને સાયર

શિયાળો ઊતરી ગયો છે અને ઉનાળાનો પ્રારંભસમય છે. સૂર્ય અસ્ત પામ્યો છે પરન્તુ હજી સંધ્યાનો પ્રકાશ સારી પેઠે વિસ્તરેલો છે. પવન સુસવાટાબંધ વાય છે. મારવાડનો પ્રદેશ હોવાથી કોઇ કોઈ વાર એટલી ધૂળ ઉડે છે કે આંખ પણ ઉઘાડી શકાય નહિ અને આંખ ઉઘાડીએ તોપણ જરા છેટે આવેલું ઝાડ પણ જોવામાં આવે નહિ. આવા વંટોળમાં માર્ગ વીંધતા બે ઘોડેસવારો ચાલ્યા જાય છે. કોઇ વાર આંધી ચડે છે ત્યારે વળી ઊભા રહે છે, વંટોળ શમતાં આગળ વધે છે અને થોડે દૂર આવેલાં કોઈ ગામનાં ઝુંપડાંને લક્ષ્ય-બિંદુ રાખી તે તરફ સામે પવને ઘોડાને ધીરે ધીરે ચલાવે છે. એક સવારની વય ચોવીસેક વર્ષની અને બીજાની બાવીસેક વર્ષની છે. તેમની પાસેનાં શસ્ત્રાસ્ત્રો, તેમનો પહેરવેશ, તેમનું વદનતેજ ઇત્યાદિ ઉપરથી તે રાજપૂત યુવકો જ માલૂમ પડે છે, પરન્તુ જે પ્રદેશમાં તેઓ પ્રવેશ કરી રહ્યા છે તે પ્રદેશના વતની તો તેઓ નથી જ.

"સાયર! સૂર્ય હજી આથમ્યો નથી હોં; પર્વતની ટેકરીઓની પાછળ સંતાઇ ગયો છે, પણ આથમવાને હવે બહુ વાર નથી, ખરૂં?"

"ના, હરનામ! સૂર્ય આથમી ગયો છે. પશ્ચિમ દિશાની ક્ષિતિજ તો જરા જો! શો સંધ્યાનો રંગ ખીલ્યો છે! ખોબે–ખોબા ભરીને જાણે કોઈ કંકુ ઉછાળી ન રહ્યું હોય!" સાયર બોલ્યો.

મોટી વયનો યુવક જરા હસ્યો. તે બોલ્યોઃ "પવનના સુસવાટ ચાલે છે, આંખોએ પૂરી ઉઘાડી શકાતી નથી, ત્યારે તને સંધ્યાના રંગ જોવાનું સૂજે છે!"

"આ બધી હાર અરવલ્લી પર્વતની હોં. કેવાં ઉંચાં–નીચાં શિખરવાળી ગિરિમાળા શોભે છે!"

હરનામ એકદમ રાડ પાડતો બોલ્યો: "હવે આંખો મીંચી જા; જો, પેલો વંટોળ આવ્યો!"

બેઉએ અશ્વોને ઊભા રાખ્યા. ઘુમરીઓ ખાતો અને દિશાઓને છાઇ દેતો વાયુનો સખ્ત વંટોળ આવ્યો. પર્વતનાં શિખરો પરનાં વૃક્ષો કડકડાટ કરતાં તૂટી પડવા લાગ્યાં અને શિખરો પરથી પત્થરો પણ તૂટી પડીને ખીણ તરફ ગબડતાં ગડગડાટ કરવા લાગ્યા. હરનામ અને સાયર આંખો મીચીને ઊભા રહ્યા હતા. નાક–કાનમાં પુષ્કળ રજકણ ભરાઇ ગયાં અને ગુંગળાઈ જવા જેવી ગભરામણ પણ થોડી ક્ષણોમાં આવી ગઇ. અધઘડી તેઓ ત્યાં જ ઊભા રહ્યા, ત્યારે વંટોળ પસાર થઈ ગએલો જણાવા લાગ્યો, જોકે દિશાઓ તો હજી ધૂળથી જ ભરાયલી દેખાતી હતી. નાક–કાન–મ્હોં કપડાથી સાફ કરીને બેઉ જુવાનોએ અશ્વોને આગળ ચલાવ્યા. ધીરે ધીરે ખુલ્લી થતી જતી દિશાઓમાં દષ્ટિ કરતાં તેમને દેખાયું કે ઊંટની એક હાર સામેથી ચાલી આવે છે અને પહેલા ઊંટ પર બે સવારો બેઠેલા છે.

થોડી ક્ષણોમાં ઊંટોની હાર નજીક આવી ગઇ. પહેલા ઊંટ પર એક જુવાન રાયકો અને બીજો કોઈ કસબી તોરાની મારવાડી પાઘડીવાળો વેપારી બેઠેલો જણાતો હતો. સાયર અને હરનામના ઘોડાની નજીક પહોંચતાં ઊંટને ઊભો રખાવી વેપારીએ પૂછ્યું: "અરે જુવાનો! આમ કયાં જશો?"

"સામું ગામ દેખાય છે ત્યાં." હરનામે જવાબ આપ્યો.

"ક્યાંથી આવો છો?"

"ઠેઠ ગુજરાતમાંથી."

"દેખાઓ છો તો રજપૂત જેવા."

"હા."

"મારવાડમાં કેમ આવવું પડ્યું ?"

"મંદારગઢમાં પહોંચીને કાંઇ ચાકરી શોધવાની ધારણાથી જઇએ છીએ."

"મંદારગઢમાં શું સીપાઇગીરી કરશો ?"

"પ્રભુ જે ધંધો આપશે તે કરીશું."

"ઠીક ઠીક !" એમ કહી વેપારીએ ઊંટને ચલાવવા રાયકાને કહ્યું.

હરનામ બોલ્યો : "ઓ શેઠ ! અમને તમે આટલું બધું પૂછ્યું, ત્યારે અમને તો તમે કાંઈ જવાબ દેતા જાઓ !"

"પણ મને મોડું થાય છે ને ? જુઓ, સાંજ પડી ગઇ અને હજી મારે દૂર જવું છે; વળી આટલામાં લૂંટારાનો ભો બહુ છે એમ કહેવાય છે." એમ કહી શેઠે તો ઊંટ ચલાવ્યા જ.

"હત્, સાલા સ્વાર્થી બકાલ !" હરનામે ઉદ્ગાર કાઢ્યો.

"બાપુ ! આ વાણીયાને ગાળ દીધા વિના સીધો ચાલ્યો જા, નહિતો તારી ગાળ કોઇ વાર તને જ ભારે પડી જશે."

"જા, જા, હીંગતોળુ ! તારા જેવા તો બહુએ જોયા !" હરનામ સામું બોલ્યો. ઊંટ તો બહુ છેટે ચાલ્યાં ગયાં અને હવે હરનામ અને સાયર વચ્ચે મારવાડના વાંણીયાઓ વિષે કાંઇ કાંઇ વાતો નીકળી. થોડી વારમાં સામે દેખાતા ગામનું પાધર આવી પહોંચ્યું. પાધરમાં ચાળીસેક વર્ષની વયનો એક ગઢવી ઊભો હતો અને ક્યારનો તે આ બેઉ સવારોને આવતા જોઇ રહ્યો હતો. તેની પાસે જઇને હરનામે પૂછ્યું : "ભાઇ ! આ કયું ગામ ?"

"દાનગઢ; ક્યાંથી આવો છો જુવાનો ?"

"અમે બહુ દૂરથી આવીએ છીએ; ગુજરાતમાં આવેલા આશાવલમાં રહીએ છીએ."

"આમ કઈ તરફ જશો ?" ગઢવીએ પૂછ્યું.

"મંદારગઢ જવા વિચાર છે. ત્યાં જઇને કાંઇ ચાકરી કરીશું."

"ગુજરાતમાં ક્યાંય ચાકરી ન મળી કે મારવાડમાં આવ્યા ?"

"ગુજરાતમાં મુસલમાનોનું જોર વધે છે એટલે ત્યાં ચાકરી કરવામાં અમને કાંઇ સાર ન લાગ્યો. વારૂ, આ દાનગઢમાં કોઇ ધર્મશાળા હશે કે ?"

ગઢવી નિસાસો નાંખીને બોલ્યો : "ધર્મશાળા તો ઘણીએ હતી, બાપ ! પણ આજે તો ધર્મશાળાઓના ટીંબા વળેલા પડ્યા છે. રાતની રાત રહેવું હોય તો પધારો મારે ત્યાં; હું ચારણ છું."

હરનામે સાયરની સામે જોયું. બેઉના મનમાં આ આતિથ્ય સ્વીકારી લેવાનો જ વિચાર આવ્યો. હરનામ બોલ્યો : "સાંજ પડી છે એટલે હવે અહીં રોકાયા વિના અમારો છૂટકો જ નથી."

"ત્યારે પધારો મારી સાથે; પણ ઊંટ ઉપર બેસીને જતા પેલા વાણીયાને તમે શું પૂછતા'તા ?"

"અમે તો કશું પૂછતા નહોતા; એ અમને પૂછતો'તો કે ક્યાંથી આવો છો ને ક્યાં જશો; પણ સાલો બકાલ એવો લુચ્ચો કે અમે તેને પૂછવા માંડ્યું એટલે તે ચાલતો થયો અને કહે કે મને મોડું થાય છે ! એ વાણીયો અમને જવાબ દેવા પણ ન ઊભો ! રહ્યો અને તમે ગઢવી, અત્યારે અમને તમારા મહેમાન બનાવો છો ! માણસ–માણસમાં કેટલો ફેર છે !"

ગઢવીએ પૂછ્યું : "પણ એ વાણીયા સાથે તમે કાંઇ બોલચાલ કરીને ઝગડો તો કર્યો નથી ને ?"

"મેં તેને ગાળ તો દીધી છે; શું એવા વાણીયાથી અમે કાંઇ ડરીએ તેવા છીએ ?"

ગઢવી ઠાવકું મ્હોં રાખીને બોલ્યો : "એ માણસ ગાળ દેવા જેવો નથી; બહુ લાયક માણસ છે. ચાંદમલ શેઠને આખું દાનગઢ ઓળખે છે. બાજરીની દસ ગુણો અહીંથી ઊંટ ઉપર લાધીને હમણાં જ ગયા. વરસે–બે વરસે કોઇ વાર આવે છે ત્યારે તે મારે ત્યાં જ ઊતરે છે."

" એમ ? ત્યારે તમે તેમને વળાવવા પાધર સુધી આવ્યા હશો. "

" હા. શેઠ અહીંથી ગયા ને વંટોળ ચડયો એટલે હું જરા ઊભો રહ્યો. એટલામાં દૂરથી તમને તેની સાથે વાતો કરતા જોયા અને તમે આ તરફ આવતા હતા એટલે હું કુતૂહલવશ અહીં થોભ્યો. "

પોતાની મહેમાનગીરી કરનારના જ બીજા મહેમાનનું પોતે અપમાન કર્યું તેથી હરનામને કાંઇક પસ્તાવો થયો. તે બોલ્યોઃ " મને જરા ગુસ્સો ચડી ગયો એટલે મારાથી બોલી જવાયું. "

" હશે, થયું તે થયું; ચાલો હવે. "

બેઉ અતિથિઓ પરતાપ ગઢવીની પાછળ ચાલ્યા. પરતાપનું ઘર નાનું પણ સુઘડ હતું. ઘરમાં તેની વહુ અને વૃદ્ધ માતા માત્ર હતાં. ગઢવીને સંતાનમાં માત્ર એક પુત્રી હતી અને તેને પરણાવેલી હોવાથી તે તેને સાસરે રહેતી હતી. ઘર પાસે આવતાં જ બેઉ સવારો ઘોડા પરથી ઊતરી પડયા. ગઢવીએ ઘોડાને દોરી જઈને આંગણામાં બાંધ્યા અને ડહેલીમાં ગોદડું પાથરી બેઉ મહેમાનોને બેસાડયા. પાણીનો લોટો ભરી લાવીને પાસે મૂક્યો તથા ઘોડા પર બાંધેલો સામાન ઊતારી લાવી મહેમાનોની બાજુએ મૂક્યો. મહેમાનોને માટે ભોજનની તૈયારી કરવાનું ઘરમાં કહીને ગઢવી મહેમાનોની પાસે આવીને બેઠો. ડોસી કોડીયામાં દીવો સળગાવીને દીવી પર મૂકી ગયાં.

પછી અતિથિઓ અને યજમાન વાતોએ વળગ્યા. ગઢવીએ ગુજરાતના સુલતાનની, પાટણની, વડનગરની, ઇડરની સ્થિતિની કાંઈ કાંઈ વાતો પૂછી. હરનામ અને સાયરે ગઢવીની પૃચ્છાને સંતોષી. ગઢવીએ એ બધી વાતો રસપૂર્વક સાંભળી. એક પ્રહર રાત એવી વાતોમાં વીતવા આવી ત્યારે ભોજન તૈયાર થવાની ખબર ગઢવીની માતાએ આપી. મહેમાનો ગઢવીના ગરીબ ઘરનું પણ ભાવભર્યું ભોજન જમ્યા. ગઢવીએ હુક્કો ભર્યો તે હરનામ તથા ગઢવીએ વારાફરતી પીધો. સાયરને હુક્કાનું વ્યસન નહોતું. પછી ડહેલીમાં જ મુંજની સીંદરીથી ભરેલા બે માંચા ગઢવીએ ઢાળ્યા અને ઉપર તળાઇઓ નાંખી મહેમાનો

માટે શયનની વ્યવસ્થા કરી. પ્રવાસથી થાકેલા બેઉ જુવાનો બિછાનામાં પડ્યા તેવા જ તે ઘસઘસાટ ઉંઘવા લાગ્યા.

મધરાત વીતી ગઇ, એવામાં સીમમાં કૂતરાંનો કારમો ભસવાનો અવાજ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે ગામનાં કૂતરાં ભસવા લાગ્યાં. ગઢવી ઉંઘમાંથી જાગી ગયો અને ડહેલીમાં આવી ખડકી ઉઘાડી બહાર ઓટલા પર ઊભો. એટલામાં પડોશનાં કૂતરાં એકદમ ચમકીને દોડાદોડી કરતાં ભસવા લાગ્યાં. ગઢવી નવાઇ પામ્યો. તે ઓટલા ઉપર ઊભો જ હતો એવામાં ચાર ઘોડેસવારો ગઢવીની ડહેલી સામે આવીને ઊતરી પડ્યા. ચારે જણાએ બોકાનીઓ બાંધી હતી. તેમને ખભે બંદૂકો ભેરવી હતી. કમરે તલવારો હતી. ગઢવી બોલ્યો: "તમે કોણ છો અલ્યાઓ ?"

"એ કોણ, પરતાપ ગઢવી પૂછે છે ?"

"હા; પણ તમે કોણ છો અને કેમ આવ્યા છો ?"

"ગઢવી, ધડકશો નહિ." એમ બોલતો એ ચારમાંનો એક ઠીંગણા સરખો જુવાન ગઢવીની પાસે આવ્યો અને ધીમેથી બોલ્યો: "ગઢવી! મને ઓળખ્યો ?"

"હા, ઓળખ્યો; કેમ આવ્યો છું ?" ગઢવીએ પણ ધીમે સ્વરે સામો પ્રશ્ન કર્યો.

"કાલે ગામમાં બે પરદેશી જુવાન આવ્યા છે." જુવાન બોલ્યો.

"હા, આવ્યા છે." ગઢવીએ જવાબ આપ્યો.

"તે કોને ત્યાં ઊતર્યા છે ?"

"તારે કામ શું છે ?" ગઢવીએ પૂછ્યું.

"મારે વળી બીજું શું કામ હોય ?"

"મારે ત્યાં જ ઉતર્યા છે; મારા મહેમાનને તારાથી હાથ નહિ અડકાડાય, સમજ્યો ?"

જુવાન ચૂપ થઇ ગયો. ગઢવી આગળ બોલ્યો: "અને અલ્યા! તારો દિવસ ઉઠ્યો કે તું એવે કામે દાનગઢમાં આવતાં શીખ્યો ? જા, પાછો જા."

"શું કરૂં ગઢવી?" જુવાન નિરાશાસૂચક સ્વરે બોલ્યો: "તમારા એ મહેમાન થયા છે, નહિતો આજે હું દાનગઢમાંથી ખાલી હાથે પાછો ન જાત!" એમ બોલતાં જુવાને ઘોડા પર ચડવાને પેંગડામાં પગ નાંખ્યો.

ગઢવીએ કહ્યું: "ઓ મૂરખ! જો તારામાં અક્કલ હોય તો દાનગઢને દાઢમાં ઘાલીશ માં, તારી જુવાનીની ખુમારી મૂકી દેજે અને તારા બાપને પૂછયા વિના ડગલું ભરીશ માં."

ચારે સવારો જેવા આવ્યા હતા તેવા જ પાછા ગયા. ગઢવી ખડકી ઉઘાડીને પાછો અંદર પેઠો. ગઢવી બહાર નીકળ્યો ત્યારે મહેમાનોના બિછાના પાસેની દીવીમાં દીવો બળતો હતો તે હવે હોલવાઇ ગએલો જણાતો હતો.

---

## પ્રકરણ ૨ જું

---

### દાનગઢની પડતીની કથા: પૂર્વાર્ધ

ગઢવી પાછો પોતાના ઓરડામાં જઇને સૂઇ ગયો, એટલે સાયર બોલ્યો: "હરનામ! જાગે છે કે ઉંઘે છે?"

"જાગું છું."

"સાંભળ્યું?"

"હા, સાંભળ્યું. ગઢવી લાયક માણસ નીકળ્યો, નહિતો કાંતો લૂંટાવાનો અને કાંતો મરવાનો સોદો હતો." હરનામ બોલ્યો.

"પણ આ પ્રદેશમાં લૂંટારાનો ભો છે, એ વાત તો ખરી."

"હા, ખરી વાત. હવે અત્યારે તો ઉંઘી જા; ભય ગયો છે, અને ધ્યાનમાં રાખજે: સ્હવારે ગઢવી અત્યારની વાત ન કરે ત્યાંસુધી કશું તેને પૂછવું નહિ કે ઈશારો પણ કરવો નહિ: જાણે આપણે કશું જાણતા જ નથી." હરનામે સાયરને સૂચના કરી.

"તેં ન કહ્યું હોત તોપણ હું તે વિષે ચૂપ જ રહેવાનો હતો." એમ કહી સાયરે પાસું ફેરવ્યું. પુનઃ સીમનાં કૂતરાં ભસતાં સંભળાયાં. લૂંટારાઓ ખરેખર પાછા ગયા હતા તેની પ્રતીતિ થઇ.

જ્યારે સીમનાં કૂતરાં પહેલી વાર ભસતાં હતાં ત્યારે જ સાયર જાગી ગયો હતો અને તેણે ગઢવીને ખડકી ઉઘાડીને બહાર જતો જોયો હતો. પડોશનાં કૂતરાં ભસવા લાગ્યાં ત્યારે હરનામ પણ જાગી ગયો પણ તે બિછાનામાં પડ્યો રહ્યો. ખડકીની બહાર ગઢવીને કોઇની સાથે વાતચીત કરતો સાંભળતાં જ સાયરે બિછાનામાં બેઠાં થઈ દીવો હોલવી નાંખ્યો અને તે કાન સરવા કરીને બહાર ચાલતી વાતચીત સાંભળવા લાગ્યો. ગઢવી પાછો ખડકીમાં આવ્યો કે તુરત તે પાછો બિછાનામાં સૂઇ ગયો. પોતાના મહેમાનો જાગતા હતા તેની ગઢવીને ખબર નહોતી.

પ્રભાત થયું એટલે હરનામ અને સાયરે પ્રવાસની તૈયારી કરવા માંડી. ગઢવીએ તેમની પાસે આવી કસુંબો પીને પછી આગળ વધવાની વિનતિ કરી. કસુંબાનું શકુન ઠેલીને જઇએ તો મુસાફરીમાં કાંઇ કાંઇ વિઘ્નો આવે! હરનામ અને સાયરે ગઢવીનું કહેણ માન્યું અને કસુંબા માટે રોકાવાની હા કહી. ગઢવીએ અફીણ, ખરલ અને વાડકીઓ લાવી કસુંબાની તૈયારી કરવા માંડી.

ખરલમાં ગઢવીએ અફીણ ઘુંટવા માંડ્યું એટલે હરનામે ગઢવીને પૂછ્યું: "હેં ગઢવી! આ દાનગઢ કોના તાબાનું ગામ?"

ગઢવીએ કહ્યું: "બાપલા! અત્યારે તો દાનગઢ મંદારગઢના મહારાજ ઇશ્વરસિંહના તાબાનું જ ગામ, પણ દાનગઢના વારાફેરાની વાત તો ન્યારી છે. ગામમાં આજે જેટલાં ઘર છે તેટલાં જ બીજાં પડીને પાધર થઇ ગએલાં ખંડેરો છે, પણ જ્યારે દાનગઢનો બહાર હતો, ત્યારે તમારે નોકરી શોધવા મંદારગઢ જવાની જરૂર જ ન પડે. દાનગઢમાં તમને જે ધંધો–નોકરી જોઇએ તે મળી જાય, એવી આ ગામની આબાદી હતી."

સાયરે ઉત્સુકતાથી પૂછ્યું: "ત્યારે દાનગઢની પડતી શાથી

આવી? તમે આબાદીની વાત કહો છો, તેને પચાસેક વર્ષ થયાં?"

ગઢવીએ ડોકું હલાવીને કહ્યું: "ના રે ના, આ તો માત્ર વીસ–બાવીસ વર્ષ પહેલાંની જ વાત હું કહું છું. દાનગઢની પડતીની કથા તો અદ્ભુત છે, જુવાનો!"

સાયરે કહ્યું: "ત્યારે તો એ કથા કહો, ગઢવી!"

ગઢવી બોલ્યો: "આપણે એક વાર કસુંબો પી લઇએ, પછી હું તમને એ વાત કહી સંભળાવું."

ગઢવીએ ઉતાવળે ઉતાવળે અફીણ ઘુંટવા માંડયું. થોડી વારમાં કસુંબો તૈયાર થઈ ગયો. કપડાથી ગાળીને ગઢવીએ ત્રણ વાડકીઓ ભરી; પણ સાયર હસીને બોલ્યો: "ગઢવી! બે વાડકીઓ ભરો–ત્રણ નહિ. હું કસુંબો લેતો જ નથી."

"એમ કંઈ ચાલે બાપ? પરતાપ ગઢવીનો પરોણો કસુંબો ન લે એમ બને?"

હરનામે કહ્યું: "ગઢવી! સાયર કસુંબો નથી લેતો એ વાત સાચે સાચી છે."

"અરે રંગ છે રે રંગ, સાયર! સાયરના પેટમાં તો નવસો ને નવ્વાણું નદીઓ સમાઇ જાય છે અને તારા પેટમાં અંજળી કસુંબો નહિ સમાય?"

સાયર બોલ્યો: "ગઢવી! કસુંબો મેં જીંદગીમાં લીધો નથી."

"હેં ખરી વાત? ગુજરાતના રજપૂત જુવાનો આવા પોચા! હશે, પણ મારા હાથની નાનીશી અંજળી તો હું આપવાનો જ!" એમ કહેતાં ગઢવીએ કસુંબાનાં પાંચ–સાત ટીપાં હથેળીમાં લઇને સાયર સામે ધર્યાં. સાયરે હસીને ગઢવીનો હાથ પાછો ઠેલ્યો, પછી ગંભીરતાથી મ્હોંનો અણગમો દાખવ્યો, છેવટે ગુસ્સો કરીને તેણે કહ્યું: "ગઢવી! તમે કાંઇ ઘેલા થયા છો? મારી જીંદગીમાં મેં અફીણ લીધું નથી તે હું આજે અફીણ લઇશ?"

પણ ગઢવી એમ લેવાઇ જાય તેવો નહોતો! તે બોલ્યો:

"સાયરસિંહ! જૂઠું મ બોલો. તમે નાના હશો, ત્યારે તમારી જનેતાએ માળવીયા અફીણની બાળાગોળી ખવરાવી હશે!" હવે સાયર પોતાની યુક્તિમાં બરાબર સપડાયો છે, એવું જોઈને ગઢવી તેની સામે જોઈ ખડખડ હસી પડચો. પણ ગઢવીએ જોયું કે પોતાના શબ્દો સાંભળીને સાયરનું મ્હોં ઉદાસ બની ગયું છે! હરનામ પણ તેના વદન પરનો વિષાદ પારખી ગયો. તેણે કહ્યું: "ગઢવી! હવે તેને આગ્રહ ન કરો."

મહેમાનના વદન ઉપર ગમગીનીની કાળી છાયા પ્રસરી ગએલી જોઈને ગઢવી આશ્ચર્ય પામી ગયો. પોતાના શબ્દોમાં સાયરને માઠું લાગવા જેવું કશું હતું નહિ, છતાં સાયરનું મ્હોં પડી ગયું, તેથી તેણે અંજલિ પાછી ખેંચી લીધી અને તે બોલ્યો: "હશે બાપ! તમારી ટેક હું નહિ તોડાવું, પછી છે કાંઇ?"

હરનામ અને ગઢવીએ કસુંબો લીધો. પરસ્પર આગ્રહ કરીને બેઉએ કસુંબાની વાડકીઓ ખાલી કરી. એટલામાં ગઢવીની સ્ત્રીએ આવીને કાંસાની તાંસળીમાં ખોપરૂં અને ગોળ મૂકયાં. કસુંબા ઉપર બેઉ જણાએ એનો નાસ્તો કર્યો. સાયરે પણ તેમાંથી થોડું ખોપરૂં અને ગોળ ખાધાં.

કસુંબો પીધો અને હુક્કાની એક બે ફૂંકો લીધી એટલે ગઢવી સારી પેઠે રંગમાં આવ્યો. તેણે હવે દાનગઢની કથા આરંભતાં એક દુહો લલકાર્યો:

"ઉગમણે ઉંચી હવેલીયું, આથમણે હાથી ખેલ,
"ઓતર આડી અરવલ્લીયું, દખ્ખણ દાનાના મ્હેલ!

"આ દુહો દાનગઢની સ્થાપના કરનાર દાનસીંગ ઠાકોર સેંકડો વરસ ઉપર થઇ ગયા તેમના વિષેનો છે. એ દાનસીંગ ઠાકોરની દસમી પેઢીએ દાનગઢના છેલ્લા ઠાકોર ગોપાલસીંગ થયા. ગોપાલસીં-ગજીના વખતમાં પણ દાનગઢની પૂરી આબાદી મેં મારી નજરે જોએલી. અમારા ગામના વાણીયા ધનવાન હતા, રજપૂત શૂરા હતા, બ્રાહ્મણ થોડા હતા પણ ધર્મિષ્ઠ હતા અને વેપાર ધંધો સારો ચાલતો

એટલે દાનગઢ આખી મારવાડમાં આબાદ ગામ લેખાતું. મંદારગઢ મોટું નગર કહેવાય, તેના પ્રમાણમાં દાનગઢ નાનું નગર કે ગામ લેખાય, પણ તેની આબાદી ચોમેર ગવાતી. ઠાકોર ગોપાલસીંગ ભલા માણસ હતા. તેમની તરફથી પ્રજાને કોઇ જાતનું દુઃખ નહિ. દાનગઢ મંદારગઢનું ખંડીયું રાજ્ય હતું એટલે રીતસર ખંડણી ભરાતી, કાંઇ ટંટો તકરાર થતાં નહિ, પણ કોણ જાણે શાથી, પ્રભુથી દાનગઢની આબાદી સંખાઇ નહિ! તેના ઉપર કાળ ઉતરી આવ્યો! એક દિવસમાં જ જ દાનગઢનું સર્વસ્વ સ્વપ્નાની પેઠે ઉડી ગયું!

"વાત એવી છે કે મંદારગઢના મહારાજા આજે પોણોસો વરસના થયા છે અને ઢીલાઢપ થઇને પલંગમાં પડ્યા રહે છે પણ તેમની આગલી વાતો તો કાળજાં કંપાવે તેવી છે. જુવાનીમાં તેમણે બહુ રંગરાગ કરેલા. આજે ઇશ્વરસિંહના રાણીવાસમાં સત્તર રાણીઓ ડાચાં વકાસીને બેઠી છે કે ક્યારે રાજા મરે અને અમે રાજ્યને લૂંટીને અમારા ઓરડા ભરીએ! મહારાજે જુવાની રંગરાગમાં ગાળી, એકાદ-બે રાણીને છોકરાં થએલાં, પણ કોઈ જીવ્યાં નહિ અને જતી જીંદગીએ એક દીકરી થઇ તે આજે જીવે છે. મહારાજને પંચાવનેક વરસ થયાં અને થએલાં છોકરાં જીવ્યાં નહિ ત્યારે મહારાજને નવી નવી રાણીઓ લાવવાનો હડકવા થયો! વૈદોએ તેમને શાસ્ત્રોના શ્લોકો બતાવીને કહ્યું છે બાળા સ્ત્રીની સાથે તમે લગ્ન કરશો તો તમને નવી જુવાની આવશે અને વળી સંતાનો પણ થશે. અત્યારે જે સત્તર રાણીઓ છે તેમાંની દસ રાણીઓ તો મહારાજે પંચાવનથી અઠ્ઠાવન વરસની વચ્ચેનાં ત્રણ વરસોમાં જ કરી છે! નવી નવી રાણીઓને પરણીને રાણીવાસમાં ગોંધવાની ઘેલછાએ ઇશ્વરસિંહને એટલા ગાંડા કરેલા કે ન પૂછો વાત. રાજ્યમાં કોઇની પણ જુવાન દીકરી જોવામાં આવી કે તેને ઉપાડી જ છે અને રાણીવાસમાં ગોંધી જ છે! મંદારગઢમાં તો કોઇ માણસ પોતાની જુવાન દીકરીને ઘરની બહાર કાઢવાની હીંમત કરતો નહિ! દીકરીને પરણાવવી હોય તો કેટલાક તો બીજે ગામ લઇ જઇને પરણાવે, નહિ-

તો ચોરીએ ચડેલી કુંવારી કન્યાઓને ચોરીઓ ફોડાવી નાંખીને મહારાજ ઉપાડી લાવે! પાછળથી કન્યાના બાપને ફોસલાવે, ધન આપે, અધિકાર આપે, અને ઘણાખરા તો તેથી લલચાઇ જાય, પણ બધા કાંઇ તેવા હોય છે? કેટલાંક કુટુંબો રાજ્ય છોડીને ચાલ્યાં ગયાં, કેટલાક ત્રાહિ ત્રાહિ પોકારતા મૂઆ અને કેટલાક પ્રજાજનોને બહુ ગુસ્સો આવ્યો પણ રાજાની સામે થવાની કોઈની હિંમત ચાલે નહિ!

"એવામાં ઇશ્વરસિંહને કાને અહીંના ઠાકોર ગોપાલસીંગની દીકરી **સોમદે**ની વાત ગઇ. **સોમદે**ને સોળ વરસ થયાં હતાં. ગોપાલસીંગ ઠાકોર તેને માટે વર શોધવાની દોડાદોડી કરતા હતા, એટલામાં એક દિવસ ઇશ્વરસિંહનું કહેણ આવ્યું. ઠાકોરને ધ્રાસ્કો પડ્યો. રાણી દુર્ગાદેવી બેભાન થઇ ગયાં. **સોમદે**એ જ્યારે એ વાત જાણી ત્યારે તેનું મ્હોં ચંડીના જેવું ક્રોધાન્વિત થઇ ગયું! ઈશ્વરસિંહને લાગેલો હડકવા ગોપાલસીંગના જાણવામાં હતો. રાજાએ જ્યારે આવું કહેણ મોકલ્યું છે, ત્યારે કાંઇક ઉત્પાત થશે એવો ભય ઠાકોરને લાગ્યો, પરન્તુ તે ડગ્યા નહિ. તેમણે એ કહેણ ન માન્યું. રાજાની આજ્ઞાનો ભંગ થાય તે તેને મન મોત કરતાં વધારે આકરો લાગે છે, એ તમે જાણતા હશો. ઈશ્વરસિંહે જ્યારે જાણ્યું કે ગોપાલસીંગે પોતાનું કહેણ માન્યું નહિ, ત્યારે તેણે એકદમ દાનગઢ ઉપર ચડાઇ લઇ જવાની તૈયારી કરવા માંડી. ગોપાલસીંગે તો જ્યારથી કહેણનો અસ્વીકાર કર્યો, ત્યારથી તૈયારી કરવા માંડી હતી. દાનગઢનો ગઢ ભારે મજબૂત લેખાતો. ગામમાં પુષ્કળ ખોરાકી ભરી લઇને ઠાકોરે દરવાજા બંધ કરી દીધા અને લશ્કરને ગઢ ઉપર ચડાવી દીધું. ઇશ્વરસિંહે ગઢને ઘેરો ઘાલ્યો.

"મારા બાપ રણમલ ગઢવી આ અધર્મ જોઈને કકળી ઉઠ્યા. પ્રજાનું દીકરા-દીકરીની પેઠે પાલન કરનાર રાજા જોર જુલમથી પ્રજાની બહેન-દીકરીઓને મહેલમાં મોકલી દે અને દાદમાં ઘાલી તે કન્યાને મેળવવાને લડાઇઓ કરે એ અધર્મ તેમનાથી સંખાયો નહિ. મારા બાપા ઠાકોર ગોપાલસીંગ પાસે ગયા અને બોલ્યા: 'ઠાકોર, અમે

ચારણ દેવીપૂતર કહેવાઇએ છીએ, અમારી જીભે સરસ્વતીનો વાસ છે, માટે મને ગઢની પોળ ઉઘડાવી આપો, એટલે હું ઇશ્વરસિંહ પાસે જઉં અને તેને બે બોલ કહીને તેના કાન ઉઘાડું.' ઠાકોરે કહ્યું: 'ગઢવી! ઇશ્વરસિંહ નુગરો સાપ છે. વૃદ્ધાવસ્થામાં તેણે પોતાની મતિ ગુમાવી છે. તેની પાસે જવામાં સાર નથી, માટે જવું રહેવા દો. આ ગઢ ટકશે ત્યાંસુધી અમે લડીશું અને છેવટે મરીશું, પણ જાણી જોઇને સાપના દરમાં હાથ ઘાલવા જવા દેવાની હું તમને કેવી રીતે હા પાડું?' પણ મારા બાપ સાચુલા હતા. તેમણે ઠાકોરને છેવટે સમજાવ્યા અને પોળ ઉઘડાવી."

હરનામ અને સાયર કથા સાંભળવામાં લીન હતા. ગઢવીએ કથાને શોભાવીને હુક્કાની ચાર ફૂંકો લઇ હુક્કો હરનામને આપ્યો.

## પ્રકરણ ૩ જું

### દાનગઢની પડતીની કથા: ઉત્તરાર્ધ

પરતાપ ગઢવીએ કથા આગળ ચલાવી:

"દાનગઢના કોટની બહાર એક ખેતરવા ભોં છોડીને ઇશ્વરસિંહે ચોમેર પોતાનું લશ્કર ગોઠવી દીધેલું હતું. તોપોના મોરચા મંડાતા હતા. લશ્કરે હજી હલ્લો શરૂ કર્યો નહોતો, કારણકે લડવાની વધુ ને વધુ સામગ્રી હજી આવ્યે જતી હતી. રણમલ ગઢવી પોતાની સફેદ ઘોડી ઉપર બેસી, હાથમાં ત્રિશૂળ લઇ, "જય અંબા ભવાની" બોલી પોળની બહાર નીકળ્યા. પોળ ઉઘડી અને કોઈ ઘોડેસવાર બહાર નીકળ્યો એવું જોતાં જ ઇશ્વરસિંહના માણસો સામા ધસ્યા, પણ તેમણે જોયું કે કોઇ ગઢવી છે એટલે તેમણે તેમને કશી ઇજા કરી નહિ. રણમલ ગઢવીએ ઈશ્વરસિંહને મળવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી. એ વખતે રાજા ઇશ્વરસિંહ હાથીની અંબાડીપર બેસી લશ્કરે નાંખેલા ઘેરાની તપાસ

ફરતો ફરતો હતો, એટલે રણમલ ગઢવીને તેની પાસે લઈ જવામાં આવ્યા. ઇશ્વરસિંહની પાસે જતાં જ ગઢવી ઘોડી પરથી નીચે ઊતર્યા અને રાજાને ત્રણ વાર માથું નમાવીને કહ્યું: 'હે મંદારેશ્વર! હું દાન-ગઢમાંથી આવું છું અને ઠાકોર ગોપાલસીંગનો આશ્રિત ચારણ છું. આપ જો કૃપા કરો તો મારે બે શબ્દો કહેવા છે.' ઇશ્વરસિંહે કહ્યું: 'ગઢવી! જે કહેવું હોય તે કહો.' ગઢવીએ કહ્યું: 'ત્યારે બાપુ! હાથી-પરથી હેઠા ઉતરો, તો આપણે વાતો કરીએ.' રાજાએ કહ્યું: 'મારા કાન જુવાન છે, ગઢવી! તમે બોલો, એટલે હું અહીંથી સાંભળીશ.' રણમલ ગઢવીને આ જવાબથી માઠું તો લાગ્યું, પણ તે વખતે એ અપમાન તે ગળી ગયા અને બોલ્યા: 'મહારાજ! મારે જે કહેવાનું છે તે એટલું જ છે કે, આપ અમારા ઠાકોરની કુંવરી સોમદેને પરણવા આવ્યા છો, પણ મંદારેશ્વર! ક્ષત્રીકન્યાનાં બળજબરીનાં માંગાં ક્યાંય આપે સાંભળ્યાં છે? અને ધારો કે અણમાનતા મનવાળું રૂપાળું પૂતળું આપે ગાંસડીમાં બાંધીને રાજમહેલમાં કદાચ પૂર્યું, પણ તેથી આપની મનઃકામના કેવી રીતે પાર પડશે? માટે, આવાં અકારજ કર્યા વિના આપ સમજીને પાછા પધારો એવી મારી વિનતિ છે.' આ સાંભળીને રાજા હસ્યો અને બોલ્યો: 'ગઢવી! તમે ઘરડા થયા પણ હજી તમે ક્ષત્રીવટ જોઇ તો શું પણ સાંભળીએ લાગતી નથી. ક્ષત્રી રાજાઓ તો રાજકન્યાઓનું હરણ કરતા જ આવ્યા છે, તે કેમ ભૂલો છો? અનિ-રૂદ્ધને સંભારો, પૃથુરાજને સંભારો, કૃષ્ણ ભગવાનને સંભારો!' આ સાંભળીને રણમલ ગઢવી ખૂબ હસ્યા અને બોલ્યા: 'વાહ રાજવી વાહ! ભૂલ્યો ત્યારે તો તું ભીંત ભૂલ્યો! અનિરૂદ્ધ ઉપર ઓખાનો પ્રેમ હતો તેથી તેણે ઓખાનું હરણ કર્યું, સંયુક્તાનો પૃથુરાજ ઉપર પ્રેમ હતો તેથી તેણે સંયુક્તાહરણ કર્યું અને કૃષ્ણ ભગવાન ઉપર રૂકિમણીનો પ્રેમ હતો તો રૂકિમણી હરણ થયું! પણ મહારાજ! અમારી દેવી સોમ તો સાક્ષાત્ ચંડી છે, તેની આપને ખબર છે? તેનો આપના ઉપર પ્રેમ નથી, તે તો આપના હાથમાં પડતાં પહેલાં પરલોકમાં પહોં-

ચશે અને આપને એવા શાપ આપશે કે–' ઇશ્વરસિંહ ગુસ્સા કરતા બાલ્યાઃ ' ચૂપ રહે, ગઢવા ! એ તારી ચંડીના ચાટલા પકડીને હું મારી ગાલી બનાવીશ, ત્યારે જ જંપીશ !' ઇશ્વરસિંહના આવા જવાબ સાંભળીને રણમલ ગઢવીને બહુ ક્રોધ ચડયો. તેમનું મ્હાં લાલચાળ થઇ ગયું. શરીરમાં કંપારી વછૂટી. આંખોમાંથી અગ્નિકણુ ઝરવા લાગ્યાં. તે પાતાના હાથમાંનું ત્રિશૂળ ઉગામીને બાલ્યાઃ

'પરજાપતિએ પાપ કીધ, ઘડચો તને રજપૂત,
'લજવાતી અંબાડીથી, ઉતરી જા જમદૂત !'

" ગઢવીના દુહા સાંભળતાં જ રાજા કાપ્યા અને તેણે હાક મારી ગઢવીને પાતાના માણુસા પાસે પકડાવ્યા. જ્યારે રાજાના માણુસા તેમની ઉપર તૂટી પડચા ત્યારે તે બાલ્યાઃ 'હે રાજા ! ગઢવી મરશે પણુ તારૂં પાપ નહિ મરે ! યાદ રાખજે કે તારૂં પાપ જ તને ખાશે.' ગઢવી બચવાને માટે ફાંફાં માર્યા વિના વીરને માતે મૂઆ ! ગઢ ઉપરથી ઠાકાર ગાપાલસીંગના માણુસાએ આ બનાવ જોયા અને તેઓ બહુ ખેદ પામ્યા. ઠાકાર ગાપાલસીંગ તા ગઢવીના માતની વાત જાણીને ધ્રુસ્કે રડચા.

" બીજા દિવસથી હાનગઢ ઉપર તાપાના મારા ચાલ્યા. હાનગઢના માણુસા કાટ ઉપરથી તીરના મારા ચલાવવા લાગ્યા, પણુ તેની કાંઈ અસર થઇ નહિ. આખા ગામ ફરતી તાપા ફૂટવા લાગી અને કાટ પડવા લાગ્યા. કાટમાં બાકારૂં પાડીને ઇશ્વરસિંહનું લશ્કર અંદર આવે કે તુરત તેના માણુસાની કતલ ચલાવવી એવી ગાપાલસીંગની ગાઠવણુ હતી, પણુ એવામાં એક કારમા બનાવ બન્યા.

" કુંવરી સામદે રાજમહેલની ઉંચી અટારીપર ચડીને યુદ્ધ જોતી હતી. રાજમહેલ કાટથી બહુ દૂર નહાતા. સાંજ પડવાને બહુ વાર નહાતી. એવામાં એ રાજમહેલની અટારી સાથે ત્રણુ બાજુએથી તાપના ગાળા આવીને અથડાયા અને કડૂડભુસ કરતા રાજમહેલ પડચો ! સામદે જીવતી ને જીવતી મહેલના ઈંટ–ચુનાના ભાર હેઠળ દટાઇને મરી ગઇ !! રાજમહેલ પડચો અને સામદેના પત્તો નથી એવી ખબર ગાપાલસીંગે સાંભળી કે તરત

તેમણે કહ્યું કે પોળ ઉઘાડી નાંખો અને હવે ખુલ્લા મેદાનમાં શત્રુની સામે થાઓ! પોળ ઉઘડી. દાનગઢના શૂરા રજપૂતો બહાર ધસ્યા અને ઈશ્વરસિંહના લશ્કરની સાથે ભેટભેટા થયા.

"ઠાકોર ગોપાલસીંગ અને તેમના નાના ભાઇ જોધમલ કરીને હતા, તે બેઉ ઘોડે ચડીને લશ્કરને પડકારતા લડતા હતા. આ બાજુએ ગામમાંથી નાસભાગ ચાલી રહી. ગઢની ફરતો શત્રુના લશ્કરનો ઘેરો વીંખાઈ ગયો હતો અને હવે એક બાજુએ જ બેઉ પક્ષોનું યુદ્ધ ચાલતું હતું. પરંતુ રાત પડે તે પહેલાં તો ઠાકોર ગોપાલસીંગ લડતાં લડતાં ઘવાયા અને ઘોડા પરથી પડી ગયા. જોધમલે તેમને લશ્કરમાંથી ઉંચકીને ગામમાં લઇ જવા યત્ન કર્યો, પરન્તુ શત્રુના માણસો તેને ઘેરી વળ્યા. તે વખતે જોધમલે શત્રુના પચાસ તલવારીયાની સાથે જે જુદ્ધ ચલાવ્યું છે તેની હું તમને શી વાત કહું?

ખાંડાં બેઉ હાથ, સાથ ન રાખ્યો ઢાલનો,<br>
ખેલે બાથંબાથ, જુદ્ધ કરે છે જોધમલ.<br>
ચમકે ખાંડાં વેગ, ઓત્તર દખ્ખણ વીજળી,<br>
વરસે લોહી મેઘ, જુદ્ધ કરે છે જોધમલ.<br>
કેનાં કાપ્યાં શિષ, કોનાં પગ, કો બાહુડાં,<br>
જચું ચડી રૂદર રીસ, જુદ્ધ કરે છે જોધમલ.<br>
ખેલે ખડગ પચાસ, કુદડી ફરતાં સામટાં,<br>
ઢૂકે ન જોદ્ધા પાસ, જુદ્ધ કરે છે જોધમલ.<br>
રીપુ તણે રૂધીર, છંટાઇને છાંટણે,<br>
વરતો કીરત વીર, જુદ્ધ કરે છે જોધમલ.

"જોધમલ જબરો જોદ્ધો હતો. ઠાકોર ગોપાલસીંગ લડી જાણતા, પણ જોધમલનું લડવું તો અનેરૂં હતું. જયાંસુધી જોધમલ ઘવાયો નહિ ત્યાંસુધી શત્રુના કોઈ માણસને તેણે પોતાના ઘાયલ થએલા મોટા ભાઇની પાસે ઢૂકવા દીધો નહિ, પણ જયારે તેના હાથમાંની એક તલવાર તૂટી પડી અને માત્ર એક જ તલવારથી તેને લડવાનું રહ્યું,

ત્યારે, થોડી વારમાં તે ઘવાઇને નીચે પડ્યો, એટલે શત્રુના માણસો ઘાયલ થએલા ગોપાલસીંગને ઉઠાવીને જતા રહ્યા ! જોધમલ રણભૂમિમાં જ પડ્યો રહ્યો !

રાતના વખતે ઇશ્વરસિંહ દાનગઢમાં પેઠો, પણ તેની આશા પાર પડી નહિ. રાજમહેલ પડીને ઇંટચૂનાનો ઢગલો બની ગએલો. રાજકુંવરી સોમદે દટાઇ મરેલી એટલે તેનો પત્તો લાગ્યો નહિ. રાણી દુર્ગાદેવી સગર્ભા હતાં. રાજમહેલમાં તેમની પાસે તેમનાં એક વિધવા બહેન રામકુંવર પોતાના બે–ત્રણ વરસની ઉમરના એક બાળક પુત્ર સાથે રહેતાં હતાં. તેમનો, તેમના પુત્રનો અને રાણી દુર્ગાદેવીનો પણ કશો પત્તો લાગ્યો નહિ. રાજમહેલનો જે થોડો ભાગ રહ્યો હતો તેમાંની દરેક ચીજ તેમની તેમ પડી હતી અને જે ભાગ પડી ગયો હતો તેની હેઠળ કેટલુંક દટાઇ પણ ગયું હતું. સ્હવાર પડી, ત્યાં ખબર મળી કે ઠાકોર ગોપાલસીંગ ઘાયલ થયા હતા તે ગુજરી ગયા છે ! આ પ્રમાણે દાનગઢ ગામનો ભાંગીને ભૂકો થઇ ગયો. ઠાકોર મરણ પામ્યા. રાજ-કુંવરી દટાઇ મૂઇ. રાજકુટુંબનું શું થયું તેની કોઇને ખબર પડી નહિ. કોઈ કહે છે કે રાણી અને તેમની બહેન જીવ બચાવવા છટકી ગયાં, અને કોઇ કહે છે કે રાજમહેલમાં તે પણ દટાઇ મૂઆં; પણ જીવતાં હોય તોએ આજસુધી તે વિષે કશી વાત કોઇના સાંભળવામાં આવી નથી. ઇશ્વરસિંહે રાજમહેલમાંથી જે કાંઇ હાથ લાગ્યું તે લૂંટી લીધું. રાજકુંવરીનું મુડદું શોધવા તેણે કેટલુંક ખોદાણ કરાવ્યું પણ કશું હાથ લાગ્યું નહિ. દુર્ગાદેવી અને તેમની બહેનને પકડી આણવા તેણે ચોમેર માણસો દોડાવ્યા પણ તેમાંએ તેનું કશું વળ્યું નહિ. ત્યારથી દાનગઢની અવદશા બેઠી. રાજ્યની ઇમારતો જે કાંઈ થોડી ઊભી હતી તે કાળના ઘસારાથી પડી ગઈ. કોટ પણ તોપોના મારાથી ઘણે ઠેકાણે પડી ગયો હતો અને જે કાંઇ ઊભો હતો તે વરસાદથી પડીને જમીનદોસ્ત થઇ ગયો. ખેતી ને વેપાર ઓછાં થઇ ગયાં. લોકો ગામ છોડીને ચાલ્યા જવા લાગ્યા. ફરીથી કોઇ વાર ઇશ્વરસિંહે આ ગામમાં પગ મૂક્યો નથી, પણ આજે આખું ગામ તેને ગાળો દે છે.”

દાનગઢની પડતીની આ કથા સાંભળીને હરનામ તથા સાયરે નિસાસા નાંખ્યા. એ કથાનાં જૂદાં જૂદાં પાત્રો ઠાકોર ગોપાલસીંગ, જોધમલ, સોમદે, રાણી દુર્ગાદેવી, ગઢવી રણમલ એ બધાં તેમની આંખો સામે તરવરવા લાગ્યાં. જાણે ગઇ કાલે જ બનેલા બનાવની વાત પરતાપ ગઢવીએ આજે કહી હોય એવો તેમને આભાસ થવા લાગ્યો. સાયરે પૂછ્યું: "પણ ગઢવી! પછી પેલા જોધમલનું શું થયું?"

"હા, એ વાત કહેવી રહી ગઇ. જોધમલ ઘાયલ થઇને રણ-ભૂમિમાં પડ્યો હતો, તેનું શું થયું તે કેટલાક મહિના સુધી તો કોઇના જાણવામાં આવ્યું નહિ, પણ પછી એવી વાત જાણવામાં આવી કે એ જોધમલે મંદારગઢના રાજ્ય સામે બહારવટું લીધું છે. તે દાનગઢ કે તેનાં તાબાનાં ગામ લૂંટતો નથી પણ મંદારગઢનાં ગામો ઉપર કોઈ વાર ધાડ પાડે છે અને કોઇ વાર એ રાજ્યની વસતીને લૂંટે છે પણ ખરો. તે ક્યાં રહે છે તે કોઇ જાણતું નથી પણ ઘણું કરીને આ અરવલ્લીના પહાડમાં ક્યાંય રહેતો હશે. કોઇ કહે છે કે તે સાતધારામાં રહે છે." ગઢવીએ કહ્યું.

"ત્યારે આટલામાં લૂંટારાનો ભો હોવાનું કહેવાય છે તે આ જોધમલ બહારવટીયાનો જ ભો કે?" હરનામે પૂછ્યું.

"હા."

"બહારવટું ખેડે છે ત્યારે તેણે કાંઇ માણસો પણ એકઠાં કર્યાં જ હશે ને?" હરનામે પૂછ્યું.

"હા, કર્યાં હશે."

"ત્યારે મંદારગઢનું રાજ્ય તેને પહોંચી વળતું નથી?"

"મંદારગઢના રાજ્યે તો તેને પકડવા બહુએ ફાંફાં માર્યાં, પણ તે પકડાતો જ નથી. એક વાર તો તેનું રહેઠાણ પણ રાજ્યને હાથ લાગેલું, પણ ત્યાં કોઈ માણસ જ નહોતું!"

"નવાઇની વાત! એ બહારવટીયો પણ ખરો! પણ ગઢવી, હવે તો આ રાજ્યમહેલનાં ખંડેરો જોવાનું મને મન થયું છે!" સાયર બોલ્યો.

"તો રોકાઈ જાઓ બાપલા ! આ ઘર તમારૂં જ સમજજો !" ગઢવીએ વિવેક કર્યો.

હરનામની ભ્રૂકુટી ચડી. તે બોલ્યોઃ "એ ખંડેરોમાં વળી શું જોવું છે ? ઇંટ–ચૂનાના ઢગલા તેં કોઇ વાર નથી જોયા ?"

સાયર સહજ હસ્યો અને બોલ્યોઃ "એ ઈંટની કાંકરી–કાંકરીએ અને ચૂનાને કણે કણે વીતક વાતોઓ આલેખાયલી છે, ભાઇ ! હું ત્યાં જઇશ એટલે એ ઈંટો અને ચૂનો મારી સાથે વાતો કરવા લાગશે, તેની તને ખબર છે ?"

"મને લાગે છે કે તું હવે ઘેલો થઇ જવાનો છે. મારે તો એ ઇંટોના ઢગલા જોવા નથી." હરનામ કાંઇક રોષમાં બોલ્યો.

"તો હું અને ગઢવી જઇશું. તું અહીં બેસી રહેજે. મધ્યાહ્ન અહીં ગાળીને પછી આપણે પ્રવાસે નીકળીશું." સાયરે કાર્યક્રમ ગોઠવ્યો.

એટલામાં ગઢવીના પડોશમાં રહેતો એક ઠાકરડાનો છોકરો હાથમાં કટાર લઇને હરખાતો હરખાતો ગઢવી પાસે આવ્યો અને બોલ્યોઃ "પરતાપ કાકા ! જુઓ આ કટાર, મેં ચાંદમલ શેઠ પાસેથી વેચાતી લીધી."

ગઢવીએ કટાર હાથમાં લઇને જોઇ, તપાસી અને પછી કહ્યું: "કટાર તો સારી છે. શું આપ્યું ?"

"દસ શેર બાજરી આપી." છોકરો બોલ્યો.

હરનામ ચમકતો બોલ્યોઃ "દસ શેર બાજરીના બદલામાં આવી કટાર ? બહુ જ સસ્તી. પેલો ચાંદમલ શેઠ હથીયાર પણ વેચે છે કે ?"

ગઢવીએ કહ્યું: "એ તો કાંઇ કાંઇ ચીજો લાવે છે અને કાંઇ કાંઇ ચીજો લઈ જાય છે. તલવારો, કટારો, ઢાલો, ઘોડા, ઊંટ, એવું લઇને આવે અને અહીંથી જે કાંઈ ફાયદા પડતું હોય તે લઇ જાય. આપણને તે સસ્તું લાગે, પણ એને હીસાબે તો એને નફો જ થતો હોય ! વાણીયો કાંઇ નફો ખાધા વિના વેપાર કરે ?"

પેલો છોકરો બોલ્યોઃ "ના, પરતાપ કાકા, એવું નથી, ચાંદમલ

શેઠ બહુ દયાળુ છે. મારી પડોશમાં પેલો કાનીયો રહે છે તેને ચંદમલ શેઠે તલ્વાર આપી છે અને કહ્યું છે કે તને જ્યારે મળે ત્યારે અધમણ બાજરી દેજે, અને ન મળે તો કાંઈ નહિ!"

ગઢવીએ કહ્યું: "એ તો વાણીયાભાઇ કહેવાય. કાંઇક લાભનો સોદો હશે ત્યારે તેણે તેમ કર્યું હશે. પણ હવે જો આપણે રાજમહેલનાં ખંડેર જોવા જવું હોય તો જઇએ."

સાયર ઉઠ્યો. "હા, ચાલો; કેમ હરનામ! તારે આવવું છે?"

"ના ભાઇ, તું એકલો જ ઇંટોનાં રોડાં સાથે વાતો કરી આવ."

પછી સાયર અને ગઢવી ખંડેરો જોવા ચાલ્યા.

## પ્રકરણ ૪ થું

### રાજમહેલનાં ખંડેરો

સાયર તથા હરનામના વ્યક્તિત્વની આપણે અહીં જરા ઝાંખી કરીએ.

સાયર મૂછના ફૂટેલા આછા દોરાવાળો એકવીસ–બાવીસ વર્ષની વયનો ઉછરતો જુવાન હતો. તેનાં અવયવો સુપ્રમાણ હતાં, છતાં દેહયષ્ટિમાં તે પાતળો કહેવાય. તેની ચામડીનો રંગ ઘઉંવર્ણો હતો પણ તેની સુંદરતા વર્ણ કરતાં વધુ અંશે વદનપરથી સ્ફુટ થતી હતી. તેનો વિશાળ ભાલપ્રદેશ, બદામ આકૃતિની ચમકતી આંખો, ઘાટીલી નાસિકા, અને સુગોળ હડપચી: એથી તેનું વદનમંડળ લાવણ્યયુક્ત જુવાનીની પ્રતીતિ ઉપજાવતું હતું. તેના વદન પરનાં ઘરેણામાં તેના કાનમાં એકા એક મોતીવાળી સોનાની નાની કડીઓ સિવાય બીજું કશું નહોતું.

સાયર રજપૂત હતો, હરનામનો ભાઈ હતો, પણ બેઉ ભાઇના સ્વભાવમાં અને રૂચિમાં વિશાળ અંતર હતું. હરનામ સાયરથી બે વર્ષે મોટો હતો, બેઉ ભાઇઓ તીર અને તલ્વાર વાપરતાં આશાવલમાં

સાથે જ શીખ્યા હતા, થોડો વખત સુલ્તાનના લશ્કરમાં નોકરી પણ કરી ચૂકયા હતા, છતાં સાયર અને હરનામમાં પ્રકૃતિની સમાનતા નહોતી. વીરતા બેઉમાં હતી, પણ પ્રકૃતિની ભિન્નતાથી બેઉની વીરતાના પ્રકારો જૂદા–જૂદા હતા. હરનામ જોતજોતાં લડી પડે તેવો, રજોગુણી અને તલ્વાર તથા તીરના જોરે મહત્ત્વાકાંક્ષા પૂરી પાડવાના સ્વભાવવાળો હતો; જ્યારે સાયરને તીર અને તલ્વાર પાછળ જીવન ગાળવાની ઇચ્છા થતી નહોતી, તેને લશ્કરની ને લડાઇની વાતો ગમતી નહોતી, તેને તો યૌવનના આગમન સાથે જગતનું સૌંદર્ય જોવા–જાણવાની ભૂખ ઉઘડી હતી! નાની વયથી ચિત્રકામ શીખવાનો તેને નાદ લાગ્યો હતો, ચિત્રકળા તેના લોહીમાં જ ઉતરી હોય એમ જણાતું હતું અને જ્યારે જ્યારે તેને સમય મળતો ત્યારે ત્યારે કોઇ ને કોઇ નમૂનાઓ દોરવા પાછળ જ તે ભૂખ્યો ને તરસ્યો મંડતો! ખીસકોલીના વાળની પીંછીવડે જ્યારે તે પોતાના ઘરની ચૂનાવાળી ભીંત ઉપર ચિત્ર દોરવા લાગતો ત્યારે હરનામ પણ ઘણી વાર તેને આશ્ચર્યથી જોઇ રહેતો ખરો, પરન્તુ રજપૂતનો દીકરો ભીંત પર આવાં ચિત્રામણ કાઢવાનો ધંધો કરે એ તેને જરા પણ ગમતું નહોતું. તે ઘણી વાર તેને તે કાર્યમાં નિરૂત્સાહ કરતો, પણ સાયરનો ઉત્સાહ તેથી હણાતો નહિ. પાટણનાં ઘણા કારીગરો આશાવલમાં આવીને ચિત્રોથી હવેલીઓ અને મંદિરોને શણગારતા તે જોવા રોજ સાયર જતો. કયો નમૂનો કેટલો દોરાયો અને તેમાં કઇ ખૂબી હતી તે જોવાનું અને ઘર આગળ ચિત્રપાટી પર તેનું અનુકરણ કરવાનું તે ભૂલતો નહિ. મોટા ભાઇના નિરૂત્સાહ છતાં તેનો ચિત્રકલાનો અભ્યાસ એ રીતે વધતો જતો હતો અને કુદરતનું સૌંદર્ય તેની કલાકલ્પનાને જાગૃત કરતું હતું. :બેઉ ભાઇઓની રૂચિમાં આટલો ભેદ હોવાથી બેઉના સ્વભાવની વચ્ચે પણ ભેદ હોય એ ખુલ્લું હતું, છતાં બેઉ બન્ધુઓના પરસ્પર સ્નેહની એ વિશેષતા હતી કે તેઓને એકબીજા પ્રત્યે કદાપિ અણગમો કે તિરસ્કાર ઉપજ્યો નહોતો. એકબીજાની રૂચિભિન્નતા તરફ તેમ જ મતભેદ તરફ તેઓ

સાચી બંધુતાને ઘટતી ઉદારતાથી જોતા, એટલે બેઉ ભાઇઓને એક બીજાનો સંપર્ક ખરેખર સુખદ હતો. જેવી ભિન્નતા બેઉ ભાઈઓની રૂચિમાં હતી, તેવી જ ભિન્નતા તેઓના સ્વભાવમાં, તેમની ટેવોમાં અને તેઓનાં કાર્યોમાં જોવામાં આવતી. હરનામ અફીણ અને હુક્કાનો ઉપયોગ કરતો અને સાયરને તેવું વ્યસન ગમતું નહિ, તે રૂચિભિન્નતાનું જ એક પરિણામ હતું. સાયરને ખંડેરો જોવાનું ગમે, ખંડેરની ઈંટો અને ચૂનાનાં કણની સાથે વાતો કરવા જેવો ઉમંગ સ્ફુરે અને હરનામને ઈંટ–ચૂનાના ઢગલા તરફ દૃષ્ટિ કરવાનું ન ગમે તે પણ તેટલું જ સ્વાભાવિક હતું.

સાયર અને પરતાપ ગઢવી ગામની દક્ષિણ દિશા તરફ ચાલ્યા. પડી ગએલા કોટના પાયા હજુ ખુલ્લા દેખાતા હતા. એ કોટની લગોલગ રાજમહેલનાં ખંડેરોની હાર આવી રહેલી હતી. રાજમહેલની ફરતો દરબારગઢ હતો અને એ ગઢનાં નાનાંમોટાં ભીંતડાં કોઇ કોઈ સ્થળે ઊભેલાં દેખાતાં હતાં. ગઢની અંદરનો મહેલ લંબગોળ અને વિશાળ હતો. મહેલનો એક પણ ભાગ કે એક પણ દિવાલ આજે અણીશુદ્ધ સ્વરૂપમાં ટકેલાં નહેતાં. આ વિશાળ સ્થાન પર પૂર્વે કોઇ મોટી ઇમારત હશે એટલી પ્રતીતિ કરાવનાર ઈંટ–ચૂના–માટીના ઢેર ઢેર ઢગલા, કોઈ સ્થળે મહેલની ઊભણીની દીવાલના થોડા ઉંચા ભાગો, કોઈ કોઈ રખડતા ને અડફેટે આવતા કોતરણી–કારીગીરીવાળા પત્થર, એકાદ બે સ્થળે બારણાંના એકલા અટૂલા ઊભેલા ટોડા, કોઈ ઈંટ–માટીના ઢગ હેઠળ સડતું કોતરણીવાળું લક્કડકામ : એ બધું જોતાં જ સાયરની દૃષ્ટિએ એ રાજમહેલનું અસલનું ભવ્ય સ્વરૂપ ઓળખી લીધું.

રાજમહેલનાં ખંડેરોના જૂદા જૂદા ભાગોની ઓળખ આપતાં પરતાપ બોલ્યો: “ જુઓ, સાયરસીંગ! પેલો જે ઉંચો–ઉંચો ઢગ છે ત્યાં રાજમહેલની ઉંચી અટારી હતી.........”

“ ચાલો, ચાલો, આપણે તેની ઉપર ચડીએ!” એમ બોલતો સાયર એ ઉંચા ઢગ તરફ ચાલ્યો. પરતાપ તેની સાથે ચાલ્યો. એ

એક ઉંચી અને પરિધમાં વિશાળ ટેકરી હતી. તેની ઉપર ચડવામાં મુશ્કેલી પડે તેમ નહોતું, કારણકે ટેકરી ખડબચડી હતી અને ઠેર ઠેર માટીની સાથે જડાઇ ગએલા લાંબા લાંબા પત્થરો હતા. વરસાદથી ધોવાઇને ઢોળાવબંધ થએલો કેટલોક ભાગ હતો, અને એવા ભાગ પર થઇને ટેકરીની ટોચ પર જઈ શકાય તેમ નહોતું, પરન્તુ બીજા ખડબચડા ભાગો ઉપર જવામાં મદદગાર થાય તેમ હતું. કેટલીક વારે તેઓ ઠેઠ ટેકરીને મથાળે પહોંચ્યા. એક બાજુએ દાનગઢનું પાધર અને બીજી બાજુએ વીંખાઇ–પીંખાઇ ગએલું દાનગઢ જોવામાં આવતું હતું. દાનગઢમાં જેટલાં નાનાં મોટાં મકાનો ઊભાં હતાં તેટલાં જ બીજાં પડીને ખંડેર થઈ ગએલાં હતાં, તે અહીંથી સ્પષ્ટ દેખાતું હતું.

પરતાપ બોલ્યો: “આ જ અટારી પરથી કુંવરી સોમદે યુદ્ધ નિહાળતાં હતાં. કોટ અને અટારી વચ્ચે બહુ જગ્યા નહોતી. આ બાજુના કોટના તો પાયા પણ દટાઇ ગયા છે, પણ જરા આઘે કોટની દીવાલ થોડી ઊભી છે તે ઉપરથી કોટ અને રાજમહેલ નજીક હતા એ સમજી શકાશે. હવે પેલી તરફ જુઓ. પેલો એક ટોરો ઊભો છે, તે દરબારગઢમાં પ્રવેશ કરવાનું સિંહદ્વાર હતું. ત્યાંથી જરા દૂર જે પેલી પત્થરની ઊભણી છે, એ જ રાજમહેલના પાયાનો મોખરાનો ભાગ. આ ખંડેરોમાં પહેલાં તો પુષ્કળ લાકડું દટાએલું હતું, પરન્તુ લોકો તે ખોદી ખોદીને લઇ ગયા અને તેનો તેમણે બળતણ તરીકે ઉપયોગ કર્યો.”

પરતાપ બોલ્યે જતો હતો પરન્તુ સાયરનું ચિત્ત તેની વાત સાંભળવામાં નહોતું. તે તો અત્યારે સોમદેની કાલ્પનિક મૂર્તિ રચતો હતો. કેટલીક વારે પરતાપના સમજવામાં આવ્યું કે સાયર પોતાની વાત ઉપર ધ્યાન આપતો નથી એટલે તેણે પૂછ્યું: “કેમ, શા વિચારમાં પડી ગયા છો?”

ગઢવીના પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં સાયરની આંખોમાં અશ્રુબિંદુઓ ઉભરાયાં. તે બોલ્યો: “ગઢવી! વીસ–બાવીસ વર્ષ પૂર્વે જ આ રાજમહેલમાં એક સુખી રાજકુટુંબ કલ્લોલ કરતું હતું, આજે

તેનું નામ–નિશાન પણ નથી ! આ દરબારગઢના આંગણામાં જે આશાભરી રાજકન્યા બાલક્રીડા કરતી હશે, તેને જ કારણે આ રાજ-મહેલ જમીનદોસ્ત થયો, દાનગઢની ખાનાખરાબી થઈ અને તમે કહો છો તે પ્રમાણે તેના જ દટાએલા મુડદા ઉપર આજે આપણે ઊભા છીએ ! કાળના વારા–ફેરા કેવા વિલક્ષણ છે, ગઢવી !"

પૂર્વની જાહોજલાલીનાં સ્મરણો કોના હૈયાને ઉભરાવતાં નથી ? આ સ્થળે ઊભા રહીને આસપાસનું દશ્ય જોતાં સાયરનું હૈયું ભરાઈ આવ્યું હતું અને તેના આ શબ્દો સાંભળીને પરતાપ ગઢવીનું હૈયું પણ ભરાઇ આવ્યું. સોમદેનું સંરક્ષણ કરવા નિમિત્તે તેના પિતાએ જીવ આપ્યો, છતાં સોમદેનું સંરક્ષણ તો ન જ થયું અને આજે તેનાં દટાએલાં હાડકાં પર પોતે ઊભો હતો !

ગઢવી આંખો લૂછતો બોલ્યો : "સાયરસીંગ ! તમે ખરી વાત કહો છો. આ બધું સાંભળી આવતાં મારૂં હૈયું પણ ભરાઇ ગયું."

એટલામાં એક ડોસી સાયરની નજરે પડી. તેની પાસે એક નાની ટોપલી હતી અને એક ખૂણામાં બેઠી બેઠી તે ખાડો ગાળતી હતી. સાયરે પૂછ્યું: "પેલી ડોસી શું કરે છે ?"

ગઢવી બોલ્યો: "એ ડોસી રાણી દુર્ગાદેવીની દાસી હતી. સોમદેને તેણે જ રમાડેલી. એક જ દિવસમાં દાનગઢનો કચ્ચરઘાણ વળી ગયો, ત્યારથી તે ગાંડી બની ગઈ છે. આ ખંડેરોમાં તે આખો દિવસ ફર્યા કરે છે અને જ્યાં ત્યાં ખાડા ગાળે છે. તેના મનમાં એવું છે કે પોતે રાજકુંવરી સોમદેનો ઓરડો દટાઈ ગયો છે તેમાંથી તેને બહાર કાઢે છે ! રોજ–રોજ લોકોને મોઢે તે એવું કહે છે કે રાજકુંવરી કાલે બહાર નીકળશે; આટલાં વર્ષો વહી ગયાં પણ હજી તે માને છે કે કાલ પડી જ નથી ! તેને કહીએ છીએ કે સોમદે તો મરી ગઇ છે, તોપણ તે માનતી નથી !" એમ બોલતો ગઢવી હસી પડ્યો.

સાયર બોલ્યો: "ગઢવી ! એમાં હસવા જેવું નથી. સ્નેહ એવો જ છે. મનુષ્યને તે ગાંડો બનાવી મૂકે તેમાં કશી નવાઇ નથી. એ ગાંડી બાઇની પાસે જઇને તેને પગે લાગું એવું મારા મનમાં થાય છે !"

"એ વાત હવે જવા દો! એમ કરશો તો તમને જ કોઈ ગાંડા કહેશે."

"નહિ, નહિ, ગઢવી! ચાલો આપણે એ બાઇ સાથે વાતો કરીએ; એનું નામ શું?"

"એનું નામ કેસરડી."

**સાયર** અને ગઢવી ટેકરી પરથી નીચે ઊતર્યાં અને જરા દૂર કેસરડી એક ખૂણામાં ખોદતી હતી, તે તરફ ચાલ્યા. તેઓની તરફ કેસરડીની નજર નહોતી, કારણકે તે તરફ તેની પીઠ હતી. તેની પાછળ જઇને ઊભા રહેતાં **સાયર** બોલ્યો: "કેસર કાકી!"

કેસરડી બ્હેબાકળી ઊભી થઇ ગઇ અને તેણે પાછું વાળી જોયું. **સાયર**ને જોતાં જ તે તેને એકદમ બાઝી પડી અને બોલી: "ઓ મારી **સોમ**! તું અત્યારસુધી ક્યાં સંતાઈ ગઇ હતી?"

આ જોઇને ગઢવી ખડખડ હસી પડ્યો, પણ **સાયર**ને જરાએ ક્ષોભ થયો નહિ.

કેસરડી **સાયર**ને પોતાની બાથમાંથી છોડીને બોલી: "જો બ્હેન! તારી ચુડી મને હમણાં જ હાથ લાગી છે; મારી ખાત્રી હતી કે હવે તું અહીંથી નીકળીશ, એટલામાં તો તું નીકળી!" એમ કહીને કેસરડીએ પોતાની ટોપલીમાં કેટલાક કાંકરાની સાથે એક દાંતની અર્ધી ખવાઈ ગએલી ચુડી હતી તે **સાયર**ને બતાવી અને તે તેના હાથમાં પહેરાવી દીધી!

ગઢવીને વધારે હસવું આવ્યું. **સાયર**ને આ ડોસીનો આનંદ જોઇને હસવું આવ્યું. તે બોલ્યો: "કેસર કાકી! હું **સોમ** નથી; હું એક વટેમાર્ગુ છું: જુઓ હું સ્ત્રી નથી, પણ પુરૂષ છું!"

"તે? એમ તો મારી **સોમ** પણ ઘણી વાર પુરૂષવેશે ફરતી. આ કેસરડી ડોસીને કેસર કાકી કહેનાર **સોમ** વિના બીજું કોઇ હોય જ નહિ ને! અને મારી **સોમ**ના સાદને હું કાંઇ ઓળખ્યા વિના રહું? ચાલ, દિકરી, મારે ઘેર ચાલ; આ રાજમહેલ તો કાલે પડી ગયો છે!'

કેસરના મનની ભ્રમણા સાયરને દયાજનક લાગી. પ્રેમપાત્રોની પાછળ પ્રેમ વર્ષાવનારાં અનેક ગાંડાં કહેવાતાં મનુષ્યોને દુનિયા ક્યારે ઓળખતાં શીખશે, તેવા વિચારને રમણે સાયર ચડી ગયો, અને ગઢવીએ એ વિચારતંદ્રામાંથી તેને જાગૃત કર્યો ત્યારે જ તે ભાનમાં આવ્યો. કેસરડી બોલીઃ "સોમ! હું તારે માટે ખોટી થાઉં છું!"

સાયર દયાથી ઉભરાતે અંતઃકરણે બોલ્યોઃ "કેસર કાકી! તમે ઘેર જાઓ, હું પછી આવીશ."

"જરૂર આવીશ? પાછી આ દટાઈ ગએલા ઓરડાઓમાં સંતાઇ જઇશ તો નહિ?"

કેસરડી તાળીઓ પાડતી અને ગાતી ગાતી પોતાની ટોપલી માથે મૂકીને ચાલી:

"બાઈના બાવારે આંગણ આંબલો,
"સોમદેરા બાવારે આંગણ આંબલો,
"સોમદે રમતાં આંબલિયારી છાંય,
"નીલા વનરી ચરકડી."

## પ્રકરણ ૫ મું

### બડા બજરંગના જાત્રાળુઓ

સાયર અને પરતાપ ગઢવી પાછા ઘેર આવ્યા. સાયરના મગજમાં હજી સોમદે ઉપર અપાર વહાલ રાખનારી તેની દાસી કેસરડીનો કિસ્સો રમ્યા કરતો હતો. જે દાસી સોમદે દટાઇ મરવાથી ઘેલી બની ગઇ છે તે દાસીનું એ રાજકન્યા ઉપર કેવું વહાલ હશે તેનો જ વિચાર સાયરને થતો હતો.

સાયરના કાંડા પર ચૂડી જોઇને હરનામ આશ્ચર્યથી બોલ્યો: "આ શું પહેર્યું છે?"

ગઢવી ખડખડ હસી પડ્યો: "હરનામસીંગ! એ તો એક ગાંડી

ડોસીનું સંભારણું છે." એમ કહીને તેણે કેન્નરડીવાળો કિસ્સો હરનામને સંભળાવ્યો. હરનામે તે સાંભળીને સાયરના હાથમાંથી ચૂડી ખેંચી કાઢીને બહાર ફેંકી દીધી. પુરાણવસ્તુપ્રિય સાયરને એ ચૂડી જાળવી રાખવાની ઇચ્છા હતી, પરંતુ હરનામને એવું કશું ગમતું નહોતું તે જોઇને સાયરે પોતાની ઇચ્છાને દાબી દીધી.

હવે ભોજનનો સમય થઇ ગયો હતો. મધ્યાહ્નના સખ્ત તાપમાં નીકળવાની ગઢવીએ ના કહી હતી એટલે પાછલે પહોરે નીકળીને ત્યાંથી દસેક કોસ દૂર આવેલા બડા બજરંગ નામથી ઓળખાતા યાત્રાસ્થળે રાત્રિ ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. ભોજન કરીને તેમણે સારી પેઠે આરામ લીધો અને ત્રીજો પ્રહર પૂરો થાય તે પહેલાં તેમણે પરતાપ ગઢવીનું ઘર છોડયું. નીકળતી વખતે હરનામે પરતાપના હાથમાં એક સોનામહોર મૂકીને એ દેવીપુત્રની પાસે હાથ જોડી વિદાય માંગી. પોતાના આટલા આતિથ્યનો બદલો આવડો મોટો મળશે એવી પરતાપની ધારણા નહોતી. તે બોલ્યો: "હું જાણું છું કે તમે દેવાજોગ છો અને હું લેવાજોગ છું. પણ આટલું બધું ન હોય, બાપલા!"

"તમારી સેવાનો બદલો આ બહુ ઓછો છે: આથી દસગણું આપીએ તોય ઓછું પડે." રાત્રિને સમયે આવેલા લૂંટારાના પંજામાંથી પરતાપ ગઢવીએ તેમનું રક્ષણ કર્યું હતું એ બનાવ ધ્યાનમાં રાખીને હરનામે એ શબ્દો ઉચ્ચાર્યા હતા. ગઢવી સમજ્યો કે એ શબ્દો માત્ર ક્ષત્રિયને છાજતા વિવેકપૂરતા જ હશે.

સાયર અને હરનામ દાનગઢમાંથી નીકળીને બડા બજરંગને માર્ગે પડયા. બડા બજરંગનું નાનુંસરખું મંદિર જ હતું, પરન્તુ હનુમાનજીની મૂર્તિનો ચમત્કાર લોકોની જાણમાં આવ્યો ત્યારથી તેની જાત્રા પુષ્કળ ચાલતી અને અત્યારે તો મંદિરની આસપાસ નાનુંસરખું ગામ વસી ગયું હતું. ગામમાં લોકોના વાસ થોડા હતા, પરંતુ ધર્મશાળાઓ ઘણી હતી અને તેથી ગામમાં બહુધા જાત્રાળુઓની જ વસતી રહેતી. બજરંગના ચમત્કારની બહુવિધ વાતો જેમ લોકોમાં

ચાલતી તેમ બજરંગની માનતાઓ બહુ ફળતી હતી એવી પણ લોકોમાં એ હનુમાનની ખ્યાતિ હતી. કાંઇ કાંઇ આશાપૂર્તિ માટે બાધા-આખડી રાખીને લોકો બડા બજરંગની સેવામાં હાજર થતા અને જેમની આશાઓ પૂરી થતી તેઓ ઓચ્છવ-મહોચ્છવ કરીને ધન ખર્ચતા. રામના ભક્ત હનુમાનજી હતા નિષ્કંચન, છતાં તે લોકોને ધન આપતા! તે હતા બ્રહ્મચારી છતાં તેમની બાધા રાખવાથી વાંઝણીઓના ખોળા ભરાતા! હનુમાનજીને તો તેલસિંદુર પ્રિય હોય, છતાં તેમની આખડી રાખનાર ખેડૂતના ખેતરમાં અનાજનો કે અફીણનો પાક સારો ઊતરતો! હનુમાનજી એક પગે લંગડા હતા પરંતુ પોતાના ભક્તોનાં દુઃખદર્દો મટાડી શકતા અને તેથી રોગનિવારણ માટે પણ તેમની માનતા બહુ ચાલતી! આ રીતે અનેક આશાતુર માનવીઓ અને દુઃખી વ્યકિતઓ બડા બજરંગની જાત્રાએ જતા, તેઓ હનુમા-નજીની શક્તિની તથા પરચાની ખ્યાતિ ફેલાવતા અને જાત્રાળુઓની સંખ્યા વધ્યે જતી હતી.

સાયર અને હરનામ દાનગઢ છોડીને ચારેક કોસ ગયા એટલે પર્વતની ધાર શરૂ થઇ. હવે આગળ વધવાનો માર્ગ બેઉ બાજુએ ઝઝૂમી રહેલી ડુંગરીઓની વચ્ચે થઇને જતો હતો. ધાર પાસે પહોંચતાં જ આગળ ચાલ્યા જતાં ગાડાંની સાથે તેઓ થઇ ગયા. ગાડાંમાં પુરૂષો બૈરાં અને છોકરાં બેઠેલાં હતાં અને દેખાવ ઉપરથી તેઓ વાણીયા જણાતા હતા. હરનામે પૂછ્યું: "કેમ શેઠીયાઓ! આમ કયાં જશો?"

"બડા બજરંગ જઇશું, સરદાર સાબ!" એક વૃદ્ધ વણિકે જવાબ આપ્યો.

"કાંઈ બાધા-માનતા હશે."

"હા, બાપુ! બજરંગ બાપાની કીરપા થઈ, તો જાત્રાએ જઇએ છીયે, નહિતો બાર માસથી નીકળી શકાતું નહોતું."

"ઠીક-ઠીક. કયે ગામથી આવો છો?"

"પાંડુપુરથી, સાબ!"

"અહીંથી કેટલું દૂર પાંડુપુર હશે?

"પાંડુપુરથી બડા બજરંગ પચીસ કોસ થાય."

"તમારા રાજાનું નામ શું?"

"અમારા ગામના ઠાકોર બખ્તાવરમલજી છે, પણ રાજાજી તો મંદારગઢના મહારાજ ઈશ્વરસિંહજી જ."

"એમ? ત્યારે મંદારગઢના રાજ્યનો વિસ્તાર સારી પેઠે મોટો લાગે છે."

"હા, સરદાર સાબ! પણ આપ મારવાડના દીસતા નથી, કોઇ અજાણ્યા લાગો છો." હવે વણિકે હરનામને પ્રશ્નો કરવા માંડયા.

"હા, અમે ગુજરાતના રાજપૂતો છીએ. મંદારગઢ જવા ઇચ્છીએ છીએ." હરનામે જવાબ આપ્યો.

"મંદારગઢ તો હવે કાલે જ જઇ શકશો. આજ તો અમારી સાથે બજરંગ બાપાનાં દર્શન કરો."

"હા. અમે દાનગઢથી બહુ મોડા નીકળ્યા, એટલે માર્ગમાં બડા બજરંગમાં રોકાવું પડશે. કહે છે કે ત્યાં ધર્મશાળાઓ સારી છે."

"હા, સાબ! હવે ધર્મશાળાઓ બહુ થઇ છે. એટલે ઊતરવાની અને રહેવાની કશી હરકત પડતી નથી. અને આપના જેવા જો મહંત સાબને કહેવરાવે તો મહંત સાબ ઉતારાની ખાસ વ્યવસ્થા પણ કરી આપે. પોતે બહુ મોટા મનના, ઉદાર અને વિવેકી છે."

"નહિ, નહિ, અમારે રાતની રાત રહેવું અને મહંત સાહેબને એટલી બધી તસ્દી શામાટે આપવી? હું ધારૂં છું કે દિવસ આથમ્યા પહેલાં અમે પહોંચી જઇશું."

"હા; પણ અમને પહોંચતાં તો રાત પડશે. આ ડુંગરાળ ભોંમાં બિચારા બળદ અથડાતા ઠોકરાતા ચાલે છે, એટલે બહુ ઉતાવળા હાંકી શકાતા નથી."

હરનામે પૂછયું: "પણ કહે છે ને કે આટલામાં બહારવટી-યાનો ભો બહુ છે?"

"હા, સાબ! ભો છે ખરો, પણ બહારવટીયા જાત્રાળુઓને હેરાન કરતા નથી, એટલે અમને કાંઇ ભો જેવું નથી."

"ત્યારે તો ઠીક."

**હુ**રનામ અને **સાયર** ગાડાંને પાર કરીને આગળ ચાલ્યા. ચોમેર અરવલ્લી પર્વતની ઉંચી–નીચી ટેકરીઓ અને દૂર દૂર કાળાં વાદળાંની પેઠે આકાશમાં લટકી રહેલાં ઉંચાં શિખરો જોતા જોતા બેઉ ભાઇઓ આગળ ને આગળ ચાલવા લાગ્યા. તેઓ એકાદ ખેતરવા આગળ ચાલ્યા હશે, એટલામાં પાછળ બૂમરાણ પડયું અને તેઓએ ચમકીને પોતાના અશ્વોને ઊભા રાખ્યા. પાછા ફરીને દૃષ્ટિ કરતાં જાત્રાળુઓનાં ગાડાં દેખાતાં નહોતાં કારણકે વચમાં ખીણનો સાંકડો રસ્તો વાંક વળતો હતો. **સાયરે** અનુમાન કરતાં કહ્યું: "કાંતો કાંઇ અકસ્માત થયો. એકાદ ગાડું ઉંધું વળી ગયું હશે?" બેઉ જણાએ અશ્વોને પાછા હાંકયા અને જરા આગળ જતાં જણાયું કે ગાડાં ઊભાં રહ્યાં હતાં. બેસારૂઓને કોઇ હરામખોરો ગાડામાંથી હાથ ખેંચી ખેંચીને ઊતારતા હતા. **હુ**રનામ સમજી ગયો કે જાત્રાળુઓને બહારવટીયાએ આંતર્યા લાગે છે. બેઉ જણાએ જોરથી પડકાર કરીને ઘોડાને પાછા દોડાવ્યા. જાત્રાળુઓને લૂંટનારાઓ ચમકયા અને જાત્રાળુઓને લૂંટવાનું છોડીને તેઓ લડવાને તૈયાર થયા. **હુ**રનામ અને **સાયર** નજીક જઇ પહોંચે તે પહેલાં તો તેમની તરફ એક પછી એક તીર આવવા લાગ્યાં!

"ઊભા રહો, હરામખોરો! જાત્રાળુઓને લૂંટો છો, પણ હું તમને હમણાં સ્વાદ ચખાડું છું." એમ કહેતાં જ **હુ**રનામે મ્યાનમાંથી તલ્વાર કાઢી, તેની પાછળ **સાયરે** પણ તલ્વાર કાઢી, અને નજીક જતાં જ તેઓ ઘોડા પરથી કૂદી પડયા. ગાડાંમાં બેઠેલા વાણીયાઓ તો માત્ર કોલાહલ મચાવવે જ શૂરત્વ બતાવતા હતા! પરન્તુ ગાડાંવાળાઓને વહાર આવી પહોંચેલી જોઇને શૂરાતન આવ્યું, એટલે તેમણે ડાંગો લઇને બહારવટીયાની સામે ધસારો કર્યો અને હવે ખરેખરૂં ધીંગાણું મચ્યું.

# પ્રકરણ ૬ ઠું

## ઘાયલની શુશ્રૂષા

જાત્રાળુઓ પર હલ્લો કરનારા લૂંટારાઓની સંખ્યા છની હતી. એ છએ જણા હથીયારબંધ હતા અને છએ તગતગતી જુવાનીને આરે ઊભેલા હતા. સામે ત્રણ ગાડાંવાળાઓ હતા, પણ તેમની પાસે ડાંગો સિવાય બીજું કશું નહોતું. માત્ર હરનામ અને સાયર ખુલ્લી તલ્વારે લૂંટારાઓ ઉપર તૂટી પડ્યા અને છએ જણા તેમને ઘેરી વળ્યા. ગાડાં-વાળાઓ લૂંટારાઓને ડાંગો ફટકાવવા લાગ્યા. શરૂઆતમાં તો લૂંટારાઓએ ડાંગોના ફટકાને ગણકાર્યા નહિ, કારણકે તેમનું ચિત્ત હરનામ અને સાયરને સૌથી પહેલાં મ્હાત કરવા તરફ હતું, પરન્તુ ડાંગોના ફટકાથી એક જણ ભોંયે પછડાયો અને બીજાને હરનામે પાંસળા પર તલ્વારનો સખ્ત ફટકો લગાવ્યો તેથી તે પણ ભોંયે પડ્યો એટલે ગાડાંવાળાઓને મ્હાત કરવા માટે એક જણ તલ્વાર લઇને તેમની સામે થયો. તેણે બહુએ તલ્વાર વીંઝી વીંઝીને ઘા કર્યા, પરન્તુ ગાડાંવાળાઓએ ડાંગો ધરી ધરીને બચાવ કર્યો. દૂર ઊભા રહેલા વાણીયાઓએ હવે પોતાનો દાવ અજમાવ્યો: તેમણે આસપાસ પડેલા પત્થરના નાના મોટા ટુકડા ઉપાડી ઉપાડીને તેનો મારો ચલાવ્યો. ગાડાંવાળાઓને મ્હાત કરવાને બદલે વરસાદની પેઠે પડતા પથરાથી મ્હાત થઇને એ લૂંટારો લોહીલો-હાણ થતો નાઠો!

આ બાજુએ હરનામ અને સાયર ત્રણ હથીયારબંધ લૂંટારા-ઓની સાથે લડતા હતા. લૂંટારાઓ લડવામાં ઓછા કળાબાજ નહોતા. હરનામને પગની પીંડી પર અને સાથળ પર એમ બે ઘા વાગ્યા હતા અને સાયરને પીઠ પર સખ્ત ઘા વાગ્યો હતો, પરન્તુ લડવાના ઝનૂનમાં તેમને એ ઘા વાગ્યાનું ભાન નહોતું. ત્રણે લૂંટારાને પણ નાના નાના ઘા વાગ્યા હતા પરન્તુ તેઓ પાછા હઠે તેમ નહોતું. તેઓ તડી-તડીને

તલ્વાર ઉંચકી ધસારો કરતા હતા અને હરનામ તથા સાયર પોતાનો બચાવ કરવા ઉપરાંત ફટકો મારવાનો દાવ લેતા હતા. પરન્તુ જ્યાં ગાડાંવાળાઓ એક લૂંટારાને નસાડી મૂકીને નવરા પડ્યા ત્યાં ત્રણે લડતા લૂંટારાઓ ગભરાયા. હવે તેમની ઉપર ડાંગો પડવા લાગી અને તલ્વારો પણ ઝઝૂમવા લાગી. તેમને ભય લાગ્યો કે હવે જીવતા છુટાશે નહિ! પોતાના બે સાથીઓ ઘાયલ થઇને ભોંયે પડ્યા હતા, તેમાંના એકને ઉંચકી લઇને કારમા બે જણા નાઠા અને ત્રીજો જણ બીજા ઘાયલ સાથીને ઉપાડે તે પહેલાં સાયર અને હરનામે તેમની ઉપર ખુલ્લી તલ્વારે એવો ધસારો કર્યો કે તે જીવ બચાવવા નાઠો! વાણીઆ-ઓએ નાસનારાઓને પત્થરના મારાથી વધુ ગભરાવ્યા. હરનામે નાસી જનારાઓને પકડીને ઠાર કરવાનો મનસૂબો દર્શાવ્યો પણ સાયરે તેમ કરવા ના કહી એટલે એ ધીંગાણું એટલેથી જ પત્યું.

વાણીયાઓ અને તેમની સાથેનાં બૈરાં–છોકરાંના જીવમાં હવે જીવ આવ્યો. હરનામ અને સાયર રસ્તાપરની ધૂળમાં બેઠા. બેઉને વાગેલા ઘા જેમ જેમ ઠરવા લાગ્યા તેમ તેમ તેમને દર્દ થવા લાગ્યું. સાયરથી તો બેસી શકાયું નહિ એટલે તે રસ્તા પર સૂઇ ગયો. ગાડાંવાળાઓ થાકીને લોથ થઇ ગયા હતા. વાણીયાઓ તે બધાની ફરતા ગ્રેરો વળીને બેઠા અને "પાણી લાવું, બાપુ?" "તમને ક્યાં વાગ્યું છે?" એવા પ્રશ્નોથી તેમની ખબર અંતર પૂછવા લાગ્યા. એક જણે પાણીનો ઘડો ગાડા હેઠળના સીંકામાંથી લાવીને બધાને પાણી પાયું. ઘાયલ થઇને પડેલો લૂંટારો બેભાન હતો, તેથી તેના મ્હોં પર પાણી છાંટ્યું, પણ તે ભાનમાં આવ્યો નહિ.

એક જણની પાઘડીના ટુકડા કરીને તેના પાટાવડે હરનામ, સાયર તથા લૂંટારાના ઘાને બાંધી લેવામાં આવ્યા. હરનામને વાગેલા ઘામાંથી નીકળતું લોહી બંધ થતાં બહુ વાર લાગી નહિ, પરંતુ બીજા બે જણાને તો પાટા બાંધ્યા છતાં લોહી ચાલ્યું જ જતું હતું. ત્રણે જણાનાં કપડાં લોહીઆળ કાદવમાં તરબોળ થઇ ગયાં હતાં. આ

વગડાની વચ્ચે ઘાયલ થએલાઓની શી વ્યવસ્થા કરવી તેની વાણીયાઓને મુંઝવણુ થવા લાગી. સાંજ પડી ગઈ હતી. રાત્રિનું અંધારૂં ઘોડાવેગે સામું દોડયું આવતું હતું. ગાડાંવાળાઓને તો ઊભા થવાની પણ આશ રહી નહોતી. વાણીયાઓએ અત્યારે સમય વર્ત્યો. સ્વાર્થમાં સધીરા વણિકાને પણ આ સમયે પોતાની ફરજનું ભાન થયું ! પહેલાં તેમણે ત્રણે ઘાયલ થયેલાઓને ત્રણ ગાડાંમાં સુવાડયા. તેમની આસપાસ જે કાંઇ જગ્યા રહી તેમાં બૈરાં તથા છોકરાંને બેસાડયાં અને ઘાયલ થયેલાઓને જરાએ દુઃખાય નહિ તે માટે તેમને ધ્યાન રાખવા સૂચના કરી. ગાડાંવાળાઓમાંનો એક ગાડામાં સંકોચાઇને જેમ તેમ બેઠો અને બે જણને હુરનામ તથા સાયરના ઘોડા ઉપર બેસાડવાની વ્યવસ્થા કરી. ગાડાંનાં પૈડાં ઉંજવા માટે એરંડીયું તૈયાર હતું, તેમાં કપડાના કકડા બોળીને બે લાકડીઓ ઉપર વીંટી તેની મશાલો બનાવવામાં આવી અને બે ઘોડેસવારોના હાથમાં તે આપીને ચકમકથી સળગાવવામાં આવી. ત્રણ જણાએ ગાડાં હાંકવાનું માથે લીધું અને બાકીના બધા મર્દોએ પગપાળા મુસાફરી કરવાનું સ્વીકાર્યું. રાત્રિ બારે આવીને ઊભી હતી, તે સમયે એ ડુંગરાળ માર્ગમાં ગાડાં પુનઃ બડા બજરંગ તરફ આગળ વધવા લાગ્યાં.

ગાડાના ધડધડાટથી ઘાયલને વધુ દર્દ થાય એ સ્વાભાવિક હતું. તેમના મુખમાંથી વારંવાર દર્દના ફુત્કાર નીકળતા હતા. પાટા ઢીલા થઇ જતાં ગાડાં ઊભાં રાખી તે ફરીથી બાંધવામાં આવતા હતા. તેમને પુનઃ પુનઃ પાણી પાવામાં આવતું હતું. આ વગડામાં તેમની વધુ શુશ્રષા કરવાનું તો બની શકે તેમ નહોતું, પરન્તુ જે કાંઈ બની શકે તેમ હતું તે કરવામાં વણિકાએ કસર રાખી નહિ. જેમ જેમ રાત ઠરવા લાગી, તેમ તેમ દર્દીઓનું દર્દ વધવા લાગ્યું, બૈરાં છોકરાં ઝોલાં ખાતાં ઘાયલ પુરૂષોની ઉપર ઢળી પડવા લાગ્યાં અને ગાડાં ધીરે ધીરે ચાલવા લાગ્યાં. બરાબર મધરાત થતાં એ સંઘ બડા બજરંગમાં પહોંચ્યો.

જ્યાં લોકોમાં જાણુ થઇ કે જાત્રાળુઓનાં ત્રણ ગાડાં આવ્યાં

છે અને માર્ગમાં બહારવટીયાઓએ તેમને ખૂબ હેરાન કર્યા છે, ત્યાં લોકો ઉંઘમાંથી ઉઠીને જાત્રાળુઓને જોવા દોડતા આવ્યા. બે રજપૂત વીરોએ જાત્રાળુઓને બચાવ્યા છે અને ઘાયલ થએલો એક લૂંટારો પકડાયો છે એ ખબર ફેલાતાં તો મંદિરની નજીકમાં ગાડાં છૂટ્યાં હતાં ત્યાં લોકોની ભારે ઠઠ થવા લાગી. મંદિર પાસેની જ ધર્મશાળામાં જાત્રાળુઓએ ઉતારો કર્યો, પરન્તુ ધર્મશાળામાં જવા–આવવા માટે જોઇતો માર્ગ મળે નહિ એટલી બધી લોકોની ગીર્દી જામી ગઇ. જાત્રાળુઓ ધર્મશાળામાં પહોંચ્યાં અને પછી ઘાયલ થએલા ત્રણ જણને ઝોળીમાં ઘાલીને અંદર લઇ જવા તેમને માટે કપડાની એક ઝોળી તૈયાર કરવામાં આવી. લૂંટારો અને સાયર બેભાન હતા અને હુરનામ ભાનમાં હતો છતાં તેનાથી ઉઠીને ચાલી શકાય તેવી સ્થિતિ નહોતી.

એટલામાં સૌના આશ્ચર્યની વચ્ચે "સબૂર કરો, સબૂર કરો," એમ પોકાર કરતા મહંત હનુમંતપ્રસાદ ચાંદીની ચાખડીઓનો અવાજ કરતા પધાર્યા. એક ચોકીયાતે મહંતના શયનાલય પાસે પહોંચીને આ બાબતના સમાચાર આપ્યા હતા, તેથી તે ઉંઘમાંથી ઉઠીને દોડતા આવ્યા હતા. તે આવીને ગાડા પાસે ઊભા અને બધી વિગત જાત્રાળુઓને પૂછી જોઇ. પેલા વૃદ્ધ વણિકે જે બનાવ બન્યો હતો તેની સવિસ્તર વાત કહી સંભળાવી અને પોતાને બચાવનાર બે રજપૂત જુવાનોની વીરતા પણ વર્ણવી સંભળાવી. મહંત ક્રોધાયમાન થતા બોલ્યા: "આજે મેં પહેલી જ વાર જાણ્યું કે જોધમલે હવે જાત્રાળુઓને પણ લૂંટવા માંડ્યા! બસ, હવે બડા બજરંગ એક માસમાં જ ચમત્કાર બતાવી આપશે કે જાત્રાળુઓને લૂંટવા એ કેટલું ભારે પડે છે. વીસ વરસમાં કોઈ વાર નહિ, કાળી રાતે જાત્રાળુઓને વગડામાં પણ કશો ભો નહિ અને આજે તેણે જાત્રાળુ પર હાથ ઉગામ્યો?"

"હા બાપજી! જુઓને, અમને સ્વપ્નેય નહોતું કે અમને બજરંગ બાપાના દર્શન કરવા જતાં ઉની આંચ આવશે, પણ આ તો કારમો કોપ થવા જેવું થયું!"

"નહિ નહિ, મહાજન! એ બહારવટીયાના પાપનો ઘડો હવે ભરાઇ ગયો છે એટલે તેને જાત્રાળુઓ પર હાથ નાંખવાની કુમતિ સૂજી, સમજ્યા? હવે આ ત્રણે ઘાયલ આદમીઓનું તમે શું કરો છો?"

"ધર્મશાળામાં લઇ જઇને અમે તેમની સેવા કરીશું. એમાં એક તો બહારવટીઓ છે."

મહંતે ઉદારતા દાખવી: "બહારવટીયો છે ખરો, પણ ઘાયલ થયો છે, એટલે તેની સેવા તો આપણે કરવી જ જોઇએ. ધર્મશાળામાં તેની સેવા-શુશ્રૂષા બરાબર નહિ થઈ શકે, માટે તેમને લઇને તમે મારી સાથે મંદિરમાં ચાલો; હું જ તેમને માટે બધી વ્યવસ્થા કરીશ."

"ધન્ય છે બાપજી!" વૃદ્ધ વણિક જાત્રાળુ બોલ્યો: "આપના મનની મોટાઈની ક્યાં વાત કરવી?"

મહંતે વિનયથી કહ્યું: "બડા બજરંગના જાત્રાળુઓને બચાવવા માટે જેણે પોતાનો જાન જોખમમાં નાંખ્યો, તેની સેવા બજરંગનો ભક્ત નહિ કરે તો બીજો કોણ કરશે, શેઠજી?"

"ધન્ય ધન્ય છે, સાબ!"

મહંતની આ ઉદારતા, વિવેક અને સેવાવૃત્તિથી લોકો કાંઇ બહુ ચકિત થયા નહિ. તેમનો એ સ્વભાવ સૌને સારી પેઠે જાણીતો હતો એટલે મહંત આ ઘાયલ થયેલાઓને પોતાના નિવાસાલયમાં લઈ જઈને તેમની સેવા કરે તેમાં કાંઇ નવાઇ જેવું લાગે તેમ નહોતું.

મહંતે એક ચોકીયાતને કાંઇ સૂચના કરીને આગળ મોકલ્યો. તેણે એ સૂચના મુજબ ત્રણે જણ માટે પથારીઓ તૈયાર કરાવવા માંડી. અહીં સાયરને ઝોળીમાં નાંખીને ધીરે ધીરે અંદર લઇ જવામાં આવ્યો અને એક ઢોલીયા પર પાથરેલી નરમ પથારીમાં તેને સુવાડવામાં આવ્યો. ત્યારપછી હરનામ અને લૂંટારાને પણ એ જ રીતે લઇ જઇને સુવાડવામાં આવ્યા. તેમનો સરસામાન ઘોડા પરથી ઊતારીને તેમના બિછાનાની પાસે મૂકવામાં આવ્યો અને ઘોડાને મહંતની અશ્વશાળામાં બાંધવામાં આવ્યા.

હવે મહંતે ત્રણ જણને વાગેલા ઘા તરફ ધ્યાન આપ્યું. રાતો-રાત તેમણે હજામને બોલાવ્યો અને ઘાયલના ઘા સાફ કરાવી તેને ટાંકા લેવરાવ્યા. ટાંકા ઉપર હજામે કાંઇ દવાનો લેપ કર્યો અને ઉપર પાટા બાંધ્યા. આથી ત્રણે જણના ઘામાંથી થતો રક્તસ્રાવ બંધ થઈ ગયો ખરો, પરન્તુ પરોઢ થયું ત્યાં ત્રણે જણા દર્દથી ચીસો નાંખવા લાગ્યા. મહંત તો પાટા બંધાવીને પોતાના શયનાલયમાં સૂવા ગયા હતા, માત્ર એક ચોકીયાત અને હજામને દર્દીઓની સારવાર માટે રહેવાનું તેમણે કહ્યું હતું અને તેઓ ત્યાં હાજર હતા, પરંતુ દર્દીઓના દર્દના પોકા-રથી તેઓ ગભરાતા હતા.

અરૂણોદય થયો એટલામાં તો મહંત પુનઃ આવ્યા. અત્યારે ત્રણે દર્દીઓ ભાનમાં હતા પણ તેમને દર્દ બહુ થતું હતું. દર્દીઓના ઘા રૂઝવવા માટે કોઇ સારો વૈદ્ય જોઇશે એમ મહંતને લાગ્યું. ઘણી વાર જાત્રાળુઓમાંથી પણ એવા કોઇ વૈદ્યો મળી આવતા, એટલે મહંતે રતન-મલ હજામને સૂચના કરી કે "જરા દહાડો ચઢે એટલે ધર્મશાળાઓમાં જઇને તપાસ કર અને કોઇ વૈદ હોય તો તેને બોલાવી લાવ. જો અહીંથી કોઇ વૈદ નહિ મળે, તો પછી મંદારગઢથી વૈદને તેડી લાવવા ખાસ માણસ મોકલવો પડશે."

આ પ્રમાણે સૂચના કરીને મહંત સ્નાનશૌચાદિ માટે ચાલ્યા ગયા. દર્દીઓને દર્દ તો થતું જ હતું પણ મહંતની સેવાવૃત્તિ અને સુજનતા આગળ તેમનું દર્દ તેમને ઓછું પીડાકારક લાગ્યું.

# પ્રકરણ ૭ મું

## ચાંદમલ શેઠ

પ્રભાત થયું. ધર્મશાળાઓમાં જાત્રાળુઓ જાગીને નિત્યકર્મમાં ગુંથાયા, પણ પાંડુપુરના જાત્રાળુ વણિકો મોડી રાત્રે સૂતા હતા એટલે હજી તેઓ બિછાનામાં પડ્યા હતા. તેમના ગાડાવાળાઓ તો હજી

બિછાનામાં ગોટમોટ થઇને ઘોરતા જ હતા. બજરંગની આરતી થવાને બહુ વાર નહોતી અને બીજા જાત્રાળુઓ આરતી પહેલાં મંદિરમાં પહોંચી જવાને દોડાદોડ કરતા હતા, પરન્તુ આ જાત્રાળુઓને તેવી કશી ઉતાવળ નહોતી. તેમને તો ગઈ કાલે વેઠેલા સંકટમાંથી છૂટકારો થવાને લીધે દમ લેવાનો અવકાશ જ અત્યારે મળ્યો હતો. ધીરે ધીરે એક પછી એક ઉઠીને ધર્મશાળાની પરશાળની કોરણ પર બેસી બગાસાં ખાવા લાગ્યા.

ધર્મશાળામાં બીજા જાત્રાળુઓ પણ હતા, તેમાંના એકને પાંડુપુરના જાત્રાળુઓમાંના એક મગનીરામે પૂછ્યું: "કેમ ભાઈ! પછી પેલા ઘાયલ થએલામાંના કોઇની કશી ખબર મળી ?"

જાત્રાળુએ જવાબ આપ્યો: "ત્રણે જણા જીવે છે એમ સાંભળ્યું છે, પણ કહે છે કે તેઓ દર્દ બહુ થવાને લીધે બૂમો પાડે છે."

મગનીરામ બોલ્યો: "લૂટારો મરી જાય તો જાણે પીડા ટળી, પણ પેલા બે રજપૂત જુવાનો બચે તો સારૂં."

એટલામાં એક પ્રૌઢ વયનો વણિક ધર્મશાળામાં પોતાનો ઘોડો દોરતો આવ્યો અને ઘોડાને પરશાળની એક થાંભલી સાથે બાંધીને ચોમેર જોવા લાગ્યો. પોતે ક્યાં ઉતારો કરવો તે જ તે જોઇ રહ્યો હતો. મગનીરામે તેને ઓળખ્યો. તે બોલ્યો: "ઓહો ચાંદમલ શેઠ ! તમે ક્યાંથી ?"

"હું આવું છું મંદારગઢથી ! તમે ક્યાંથી–પાંડુપુરથી આવો છો ?" શેઠે પૂછ્યું.

"વાહ શેઠ ! મને ભૂલી ગયા ? પાંડુપુરમાં તમે મારી જ દુકાનેથી ખાદીના પંદર તાકા લઇ ગયા હતા ને ?" મગનીરામે ઓળખાણ પાડવા માંડી.

"એ તમારી જ દુકાન કે ? મેં સોદો તો તમારા બાપ સાથે કરેલો, એટલે તમારો મને ખ્યાલ રહ્યો નહિ; કેમ બજરંગ બાપાનાં દર્શન કરવા પધાર્યા છો ? એકલા જ છો ?"

"નહિ રે શેઠ! મારા પિતાજી પણ સાથે છે; અમે સહકુટુંબ આવ્યા છીએ." મગનીરામે કહ્યું.

આ વાતચીત સાંભળીને બિછાનામાં આળોટતો મગનીરામનો બાપ વરધીરામ ઉઠયો અને ચાંદમલ શેઠની સામે જઈ "પધારો, પધારો શેઠ" કહેતો શેઠની સાથે હાથ મિલાવવા લાગ્યો. ચાંદમલ શેઠે હસતે વદને હાથ મિલાવીને પૂછ્યુંઃ "કેમ શેઠજી? છો તો કુશળ ને? પાંડુપુરથી ક્યારે આવ્યા?"

"ગઇ રાત્રે જ આવ્યા, શેઠ! કુશળતાની વાત તો શી પૂછો છો? તમે કાંઇ સાંભળ્યું કે નહિ?"

"નારે, હજી હું તો ચાલ્યો જ આવું છું. મંદારગઢથી મધરાતે નીકળ્યો'તો; મેં કશું સાંભળ્યું નથી; કહો શી ખબર છે?"

"અરે શેઠ! અમે તો બજરંગ બાપાની કીરપાથી જીવતા રહ્યા છીએ. આ તરફ આવતાં મારગમાં અમને લૂંટારા મળ્યા અને અમારા પર હલ્લો કર્યો!"

"શી વાત કહો છો? લૂંટારા જાત્રાળુઓને તો લૂંટતા જ નથી ને?" ચાંદમલ શેઠને બહુ નવાઇ લાગી.

"હા, પણ અમારા પર તો તેમણે હાથ નાંખ્યો."

"એ કોઇ બીજા હરામખોરો હશે; જોધમલ બહારવટીયાના માણસો નહિ હોય." ચાંદમલે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"નહિ, નહિ, જોધમલના જ એ માણસો. એક લૂંટારો પકડાયો પણ છે ને! એ તો સારૂં થયું કે ગુજરાત તરફના કોઈ બે રજપૂત જુવાનો અમારી સાથે હતા તેમણે અમારો બચાવ કરવાને લૂંટારા સામે ટક્કર ઝીલી, નહિતો અમે લૂંટાઈ જાત અને કોઇનાં મોત પણ થાત!"

"ઓહોહો! આટલું બધું બની ગયું?"

"હા શેઠ! પેલા બે જુવાનોએ સારી પેઠે ઘવાયા છે; અહીં આવતાં જ મહંત સાએ તેમની ચાકરી કરવા માંડી છે એટલે કદાચ બચી જશે; નહિતો શી ખબર તેમનુંએ શું થાત!" વરધીરામે સંક્ષેપમાં બધી વાત કહી દીધી.

ચાંદમલ શેઠ ઉંડા વિચારમાં પડી ગયેલા દેખાયા. થોડી વાર રહીને તેમણે પૂછ્યું: "પણ પેલો પકડાયલો લૂંટારો ક્યાં છે?"

"તે પણ સારી પેઠે ઘવાયો છે એટલે મહંત સાબે તેને પેલા બે જણની સાથે રાખ્યો છે. મહંત સાબ કેવા દયાળુ છે! લૂંટારાનીએ સેવા ચાકરી ઉઠાવે છે!"

"મહંત સાહેબની દયાળુતાની શી વાત કરીએ? એમને મન તો ધર્મી અને પાપી બેઉ સરખા છે!"

"પણ શેઠ, તમે અહીં ક્યાંથી?" વરધીરામે પૂછ્યું.

"મેં તમને કહ્યુંને કે હું અંદારગઢથી આવું છું. નજીકનાં ગામડાંમાં થોડી ઉઘરાણી છે તે માટે આ તરફ નીકળ્યો છું. મારગમાં બજરંગ બાપાનાં દર્શન કાજે માત્ર થોભ્યો છું."

"ત્યારે બેસો, બેસો, દાતણપાણી કરો. અમારી સાથે જમજો."

"ભલે શેઠજી, જેવી તમારી મરજી." એમ કહીને શેઠે પાઘડી બાજુએ મૂકી અને પરશાળની કોરણ પર બેઠક લીધી. મગનીરામે શેઠને દાંતણપાણી આપ્યાં.

એટલામાં આરતીની ઘંટા વાગતી સંભળાઇ. બીજા જાત્રાળુઓ એકદમ મંદિરમાં પહોંચી જવાને દોડ્યા: મગનીરામ દંતધાવાનથી પરવાર્યો હતો એટલે તે ગયો પણ બીજાં કોઇ ગયાં નહિ. એટલામાં રતનમલ હજામ આવીને બોલ્યો: "પેલા પાંડુપુરના જાત્રાળુઓ ક્યાં છે?"

વરધીરામ બોલ્યો: "શું છે ભાઇ, શું છે?"

રતનમલ બોલ્યો: "શું છે શું? આ પેલા રજપૂતો ઘવાયા છે તે ચીસેચીસ નાંખે છે; તેમને દરદ બહુ થાય છે. મેં ઘાને ટાંકા લીધા ને થેપલી મૂકી પણ તેમને કળ વળતી નથી, માટે વૈદ બોલાવી લાવો."

"અમે ક્યાંથી વૈદ બોલાવી લાવીએ? અમે કાંઈ અહીંના ભોમીયા છીએ? મહંત સાબ કહે તો અમે વળી વૈદને જોઇએ તે પૈસા આપીએ, બીજું અમે શું કરી શકીએ?" વરધીરામે કહ્યું.

"ત્યારે મારાએ ભોગ છે ને? આખી રાત ઉજાગરો કર્યો અને

હવે મહંત સાબ કહે છે કે વૈદને શોધી લાવ; તો હું ક્યાંથી વૈદને લાવું ?–મશાણમાંથી ?"

"કેમ, અહીં કોઇ વૈદ નથી ?"

"નારે, આ જાત્રાળુઓના ગામમાં વળી વૈદ કેવો ? હું એકલો ગામનો વૈદ, પણ મારી દવાથી દર્દીને આરામ ન થાય ત્યારે મોટો વૈદ જોઇએને ? મેં જાણ્યું કે જાત્રાળુઓમાંથી કોઇ વૈદ મળી આવશે, એટલે બધી ધર્મશાળાઓમાં ફરી વળ્યો; ઉજાગરાથી અને થાકથી હવે તો પગમાં લોટ ઉડે છે !"

"પગમાં લોટ ઉડતો હોય તો જરા અફીણ લે એટલે હોંશિયારીમાં આવી જઇશ." એમ કહેતાં જ વરધીરામે પોતાની અફીણ ભરેલી રૂપાની દાબડી રતનમલના હાથમાં મૂકી. રતનમલના મ્હોં ઉપર જરા આનંદ પ્રસર્યો. તેણે દાબડીમાંથી એક કાંકરી અફીણ લઇ મ્હોંમાં મૂક્યું. આપણી કથાના કાળમાં મારવાડ, મેવાડ, માળવા વગેરે પ્રાંતોમાં અફીણની પેદાશ તેમજ વપરાશ પુષ્કળ થતી. બધી કોમોમાં થોડે ઘણે અંશે તેનું વ્યસન પેઠેલું હતું.

રતનમલે અફીણ લઇને કહ્યું: "હવે મારો દમ નીકળવાનો વખત આવ્યો છે. મહંત સાબ કહે છે કે જો અહીં વૈદ ન મળે તો મંદારગઢ ઊંટ લઇને જા."

ચાંદમલ શેઠે પૂછ્યું: "પણ હેં ભાઇ ! અહીં કોઇ હકીમ નથી આવ્યો ?"

"ના રે, અહીં વળી હકીમ શામાટે આવે ?" રતનમલ બોલ્યો.

"અમીરમીયાં કરીને એક શીરોહીનો હકીમ અહીં આવ્યો હોવો જોઇએ. હું તેને પાંડુપુરમાં મળ્યો'તો ત્યારે તે મંદારગઢ જવાનું કહેતો હતો અને માર્ગમાં બડા બજરંગમાં રોકાવાનીએ વાત કરતો 'તો. તે શું હજી અહીં નથી આવ્યો ?"

"નારે ભાઇ ! આવ્યો હોય તો હું વૈદનાં રોદણાં શું કામ રડું ?"

"મંદારગઢમાં મહારાજાની તબીયત બરાબર રહેતી નથી તેથી તેમની દવા કરવા તે જવાનો હતો. આજે શો વાર થયો ?"

"ગુરૂવાર." વરધીરામ બોલ્યો.

ચાંદમલ શેઠ આંગળીના વેઢા ગણીને બોલ્યા : "એ તો એમ કહેતો હતો કે શુક્રવારની નમાજ હું મંદારગઢમાં જઇને પઢીશ અને આજે ગુરૂવાર થયો તોએ અહીંસુધી પહોંચ્યો નથી, એ તો નવાઈની વાત." રતનમલને શેઠે કહ્યું : "અહીં કોઈ ફકીરનો તકીયો હોય તો ત્યાં તપાસ કરો."

"અહીં વળી ફકીર–બકીર શા ? અહીં ફકીર હોય તો ભૂખે મરે."

"ત્યારે ભાઇ, મને તે કહેતો હતો તે પ્રમાણે તો આજ બપોર પહેલાં તે અહીં આવી જવો જોઈએ; બપોરસુધી રાહ જુઓ, કદાચ આવી પહોંચશે અને મંદારગઢ જવાનો તમારો ફેરો બચી જશે." ચાંદમલે એમ કહીને દાતણ ફેંકી દઈ મ્હોં ધોવા માંડયું.

"જો હકીમ આવી પહોંચશે, તો તમારો હું પહેલો પાડ માનીશ, શેઠજી !" એમ કહેતો રતનમલ ઉઠીને ચાલતો થયો.

ચાંદમલ શેઠ દાતણ કરી રહ્યા એટલે વરધીરામે અફીણ ઘોળી કસુંબો તૈયાર કરવા માંડ્યો. ચાંદમલ શેઠ હાથમાં માળા લઇને એક બાજુએ બેસી ઉતાવળે ઉતાવળે રામના નામની માળાઓ ફેરવવા લાગ્યા. શેઠની ઉમર અત્યારે પચાસેક વર્ષની હતી, પરન્તુ તેમનું ઘાટીલું બેવડા બાંધાનું શરીર ઉમર કળાવા દેતું નહોતું. આટલી ઉમરે પણ તેમની દાઢી મૂછમાં એકકે સફેદ વાળ દેખાતો નહોતો. મારવાડમાં વરસમાં બે ત્રણ મહીના તે ફરવા નીકળતા ત્યારે કાંઈ કાંઇ ચીજો ખરીદી જતા અને વેચી પણ જતા. મારવાડનાં નાનાં–મોટાં ગામોમાં ઘણા તેમને ઓળખતા અને ઘણાને તે પોતાનો માલ ઉધારે ધીરતા, છતાં પોતે કોઇની ચીજ ઉધારે લેતા નહિ. આથી ચાંદમલ શેઠનું નામ લોકોમાં એક સદ્ધર વેપારી તરીકે સારી પેઠે જાણીતું થયું હતું. ઊંટ પર તેમનો માલ પોતાને ઠરાવેલે મુકામે આવતો અને તેમની ખરીદીની વસ્તુ ઊંટ પર જતી. રાત કે દહાડો જોયા વિના શેઠ આમથી તેમ દોડાદોડ કરતા, માલની લે વેચ કરતા અને ઘણા તો આશ્ચર્ય

પામતા કે આજે ચાંદમલ શેઠ મંદારગઢમાં હોય તો આવતી કાલે સ્હવારમાં દાનગઢમાં હોય! આટલી લાંબી મુસાફરી તે દોડાદોડીથી કરતા, છતાં તેમને નહોતો લાગતો થાક, કે નહોતો લાગતો ઉજાગરો! કેટલાકો તો ચીવટવાળા વેપારી તરીકે ચાંદમલ શેઠનો દાખલો આપતા.

શેઠ માળા ફેરવી રહ્યા એટલે તેમણે અને વરધીરામે કસુંબો લીધો. એટલામાં તો રતનમલ પાછો આવ્યો અને બોલ્યો: "શેઠજી! તમારૂં ભલું થજો કે તમે હકીમની વાત કહી. મહંત સાબને મેં તે કહ્યું અને તેમણે કહ્યું કે સાંજસુધી હકીમની રાહ જોવી, અને જો હકીમ ન આવે તો પછી રાત્રે મારે મંદારગઢ તરફ રવાના થઇ જવું. પણ હેં શેઠજી! હકીમ સાંજસુધીમાં તો આવી જશે ને?"

શેઠે કહ્યું: "જો ભાઇ! મારી ગણત્રી મુજબ તો તે બપોરે અહીં પહોંચવો જોઇએ; સાંજે તો તે જરૂર આવવો જ જોઇએ; પણ જો તારાં ભાગ્યમાં મંદારગઢનો ફેરો લખ્યો જ હશે, અને દર્દીઓના નસીબમાં વધારે પીડા વેઠવાનું લખ્યું હશે, તો પછી હકીમ આજે ન પણ આવે! હું તને બીજું શું કહી શકું?"

"સાચી વાત, શેઠજી!" એમ બોલી રતનમલ ચાલ્યો ગયો.

વરધીરામ અને ચાંદમલ શેઠ હવે મંદિરમાં બડા બજરંગનાં દર્શન કરવા ચાલ્યા કે જ્યારે બીજા જાત્રાળુઓ આરતી પૂરી થતાં દર્શન કરીને ધર્મશાળામાં પાછા ફરતા હતા.

## પ્રકરણ ૮ મું

### હકીમ અમીરમીયાં

મધ્યાહ્ન થયો એટલે રતનમલ હજામે દર્દીઓના પાટા છોડીને ઘા તપાસ્યા, પણ ઘા હજી જેવા ને તેવા જ હતા. રતનમલ નિરાશ થયો. તે પોતાને એક હોશિયાર વૈદ માનતો હતો, પણ તેના ઉપચારથી

દર્દીઓને સહજ પણ આરામ મળ્યો નહિ અને ઘા રૂઝાવાનાં કશાં ચિહ્નો માલૂમ પડચાં નહિ એટલે તેનું અભિમાન ઓગળવા લાગ્યું, અને તે સાથે કોઇ હોશિયાર વૈદ કે હકીમની તત્કાળમાં જરૂર છે એ પણ તેને સમજાવા લાગ્યું. તેણે કાંઇ વનસ્પતિઓ વાટીને તેની થેપલીઓ નવેસરથી ઘા ઉપર લગાડીને ત્રણે દર્દીઓને ફરીથી પાટા બાંધ્યા અને પછી પેલા હકીમના આગમનની તપાસ કરવા તે નીકળી પડ્યો. પાંડુપુર તરફથી આવવાનો મુખ્ય માર્ગ તો એ જ હતો કે જે માર્ગે પાંડુપુરના જાત્રાળુઓ ગઈ રાત્રે આવ્યા હતા, પરન્તુ ગાડા રસ્તે નહિ આવનારને માટે એક બીજો રસ્તો પણ હતો. રતનમલ જાણવા ઇચ્છતો હતો કે હકીમ કયે રસ્તે આવશે અને તે વિષે ચાંદમલ શેઠને પૂછવા તે ધર્મશાળામાં આવ્યો, ધર્મશાળામાં જતાં જ વરધીરામ શેઠે તેને સમાચાર આપ્યા કે ચાંદમલ શેઠ તો જમીને ચાલ્યા ગયા છે, એટલે રતનમલ નિરાશ થયો અને વરધીરામ સાથે વાતો કરવા બેઠો.

"શેઠજી! તમે પાંડુપુરથી આવો છો, તો ત્યાંથી આવવાનો સારો રસ્તો કયો ?" રતનમલે પૂછ્યું.

વરધીરામે જવાબ આપ્યો: "સારો રસ્તો તો અમે આવ્યા તે જ; પણ ઢોલાપુર થઈને પણ આવી શકાય. એ રસ્તો ટૂંકો છે."

"ત્યારે હકીમ ઢોલાપુરને રસ્તે આવશે ?"

"એ હું શું જાણું ? હું કાંઈ હકીમને ઓળખતો નથી. હકીમને ગાડા રસ્તે આવવાની કાંઇ જરૂર નથી. ઊંટ કે ઘોડા પર આવશે તો જરૂર ઢોલાપુરને રસ્તે જ આવશે. એ રસ્તો ગાડાં માટે સારો નથી પણ છડા વટેમાર્ગુ માટે તો બહુ સારો છે." વરધીરામે પોતાની સમજ મુજબ અભિપ્રાય આપ્યો.

રતનમલ બોલ્યો: "જેમ જેમ દિવસ નમતો જાય છે, તેમ તેમ પેટમાં ગુંચળાં વળે છે. બપોર થઇ ગયા પણ હકીમ તો દેખાયો નહિ અને જો સાંજસુધીમાં નહિ આવે તો મારી કમબખ્તી થશે."

"ભલા માણુસ! એમાં શી કમબખ્તી થવાની છે? મંદારગઢ ઊંટ પર બેસીને જવું તેમાં શું?" વરધીરામે તેને હિંમત આપવા માંડી.

"અરે શેઠજી! રાતોરાત મંદારગઢ જવું એ કાંઇ બચ્ચાના ખેલ છે? અને બહારવટીયાનો ભો કેવો છે તે તો તમે જાતે અનુભવ લઇ ચૂક્યા છો! મંદારગઢની એક મુસાફરી ઊંટ પર હું કરી આવું છું અને ત્રણ દિવસ ખાટલામાં પડ્યો રહું છું ત્યારે થાક ઊતરે છે." રતનમલે પોતાની મુંઝવણનાં કારણો દર્શાવ્યાં.

વરધીરામ એ સાંભળી રહ્યો અને કશું બોલ્યો નહિ. થોડો વિચાર કરીને રતનમલ બોલ્યો: "ત્યારે હું ઢોલાપુરને નાકે એક ધર્મશાળા છે ત્યાં જઇને બધાને કહી આવું કે હકીમ આવે કે તુરત મને ખબર આપે; કેમ ઠીક છે ને શેઠજી?"

"હા, ઠીક છે; અને અમારી કોઇની જાણમાં આવશે તો અમે તુરત ખબર પહોંચાડીશું."

રતનમલ ઉઠ્યો અને ઢોલાપુરને નાકે ગયો. ઢોલાપુરથી આવવાની કેડીની બરાબર સામે જ એક ધર્મશાળા હતી, તેમાં બે-ત્રણ બાવાઓ આવીને ઊતર્યા હતા. બીજા કોઇ જાત્રાળુઓ નહોતા. રતનમલે ધર્મશાળામાં આવીને બાવાઓને કહ્યું કે કોઇ હકીમ આ ધર્મશાળામાં આવે કે આ તરફ આવતો દેખાય તો તુરત બજરંગના મંદિરમાં ખબર આપવી. જરા દૂર એક ધર્મશાળા હતી ત્યાં પણ ઊતારૂઓને તેણે એવી જ સૂચના કરી અને પછી તે પોતાને ઘેર ગયો. જરા અફીણ લીધું, હુક્કો પીધો, પણ તેને ચેન પડ્યું નહિ. તે પાછો ઢોલાપુરને નાકે ગયો અને હકીમના આગમનની પૂછપરછ કરી પણ હકીમનો પત્તો મળ્યો નહિ. એક બાવાએ કહ્યું: "હકીમ હકીમ ક્યા કર રહા હૈ? લે, યે ગાંજેકા દમ લગા, હકીમકો તૂ ભૂલ જાયગા!"

"અરે બાપજી! હકીમને ભૂલી ગયે ચાલે તેમ નથી. ત્રણ જણા ઘાયલ થઇને પડ્યા છે, તે તમને ખબર છે?" એમ કહેતાં

હસીને રતનમલ બાવાની સામે બેઠો અને બાવાના હાથમાંથી ચલમ લઇને એક બે દમ માર્યા.

થોડી વાર ઇધર–તીધરની વાતો બાવાની સાથે કરીને પાછો રતનમલ ઉઠ્યો. ધર્મશાળાની બહાર જઇને ઢોલાપુરના રસ્તા તરફ દૃષ્ટિ પહોંચી શકે તેટલી મર્યાદામાં કોઈ આવતું દેખાયું નહિ. તે નિસાસો નાંખીને પાછો મંદિર તરફ ચાલ્યો. દર્દીઓ પાસે જઇને તેણે તેમની હાલત તપાસી, પણ તેમની હાલતમાં કશો સુધારો થયો નહોતો. ત્રણેને એકસરખી પીડા થયા કરતી હતી. ત્યાંથી નીકળીને તે પાછો ઢોલાપુરના નાકા તરફ દોડ્યો. સૂર્ય અસ્ત થવાની તૈયારી હતી. આ વખતે તેણે બેઉ ધર્મશાળાઓમાં પૂછગાછ કરી, પરંતુ હકીમના આગમનની ખબર તેને કોઇએ આપી નહિ !

"સાંજ તો પડી ગઇ અને હકીમનું ક્યાંય નામનિશાન ન મળે ! ભોગ મળ્યા મારા ! બે ઘડીમાં તો રાત પડશે અને પછી કાંઈ હકીમ આવવાનો છે ? ચાલ જીવ, ઊંટવાળાને વરધી આપ; મંદારગઢ ગયા વિના હવે કાંઇ છૂટકો છે ?"

મનમાં એ પ્રમાણે બોલતો અને ઉંડા નિસાસા નાંખતો રતનમલ ધર્મશાળાની બહાર નીકળ્યો અને ઢોલાપુરના માર્ગ તરફ દૃષ્ટિ કરી રહ્યો. સૂર્યાસ્ત થઇ ચૂક્યો હતો અને લાકડાંની ભારીઓ ઉંચકીને કોઈ કોઈ કઠીયારા ગામ ભણી આવતા દેખાતા હતા, પણ કોઇ ઘોડેસવાર કે ઊંટસવારનું નામ નિશાન દેખાતું નહોતું. આશા અને નિરાશા વચ્ચે હીંચકા ખાતું માણસનું મન જ્યારે ઉત્સુક અને અધીર બને છે ત્યારે પ્રતિક્ષણે તેને પોતાની આશાપૂર્તિનો સંભવ ભાસે છે. રતનમલ ધર્મશાળાના ઓટલા પર ઊભો રહીને માર્ગ પર દૃષ્ટિ કરી રહ્યો હતો અને "પેલો દૂર કઠિયારો આવે છે તેની પાછળ કદાચ હકીમનો ઊંટ ધીરે ધીરે આવતો હોય" એવા એવા સંકલ્પો કરી એ દૂરનો કઠિયારો તદ્દન નજીક આવે ત્યાંસુધી હકીમના આગમનની આશા રાખી રહેતો હતો ! અંધકાર નજીક આવવા લાગ્યો,

એટલે તે મનમાં વિચારવા લાગ્યોઃ "હજી પણ હકીમ આવી પહોંચે ખરો; મુસાફરોને માટે હજી કાંઇ મોડું થયું ન કહેવાય." વળી થોડી વાર રહીને તેણે વિચાર્યુંઃ "પેલી સામે ટેકરી દેખાય છે, તેની ઉપર ચડીને જો હું ચોમેર જોઉં, તો આસપાસની બબ્બે ગાઉ ભોંમાં કોઇ આવતું–જતું હશે તે નજરે પડશે; માટે ચાલ, તેમ જ કરૂં." એમ વિચારીને તે સીમ ભણી ચાલ્યો. અધઘડીમાં તે ટેકરી ઉપર જઇ પહોંચ્યો અને ખરેખર કોઇ ડોસો દુબળાશા ઘોડા પર ધીરે ધીરે હાથમાંનો હુક્કો પીતો પીતો બડા બજરંગની દિશાએ જ ચાલ્યો આવતો દેખાયો !!

"એ જ હકીમ! હા, અમીરમીયાં હકીમ એ જ હોવો જોઇએ." એવો તર્ક કરીને રતનમલ ઝડપભેર ટેકરી પરથી નીચે ઊતરી ગયો અને ટેકરીની બાજુએ થઇને નીકળતી કેડી પર ઘોડેસવાર જતો હતો તેની પાસે જઇ પહોંચ્યો. "અહો, હકીમજી! છેવટે તમે આવ્યા ખરા!"

ઘોડેસવાર ચમક્યો અને રતનમલ ભણી આશ્ચર્યયુક્ત દૃષ્ટિપાત કરતાં તેણે ઘોડાને ઊભો રાખ્યો. પોતાનું આશ્ચર્ય વ્યક્ત કરતો તે બોલ્યોઃ "તેં કેમ જાણ્યું કે હું હકીમ છું?"

"આપ પોતે જ હકીમ અમરમીયાં છો; કહો, ખરૂં કે નહિ?"

હકીમને બહુ નવાઇ લાગી. તેણે કહ્યુંઃ "અલ્યા, તું મારૂં નામ પણ જાણે છે? તું મને ક્યાંથી ઓળખે? હું આટલામાં ક્યાંય રહેતો નથી."

"હું જાણું છું, તમે શીરોહીના હકીમ છો; કેમ ખરૂં ને?" રતનમલ પોતાની આશા પૂરી થવાને લીધે આનંદથી હસતો હતો.

"એ બધી વાત સાચી; પણ હું તને ઓળખતો નથી ને તું મને ક્યાંથી ઓળખે?" હકીમે એકસરખા આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

રતનમલે હકીમને સંક્ષેપમાં બધી વાત કહી સંભળાવી. ચાંદમલ શેઠે હકીમના આગમનની ખબર પોતાને આપી હતી, શેઠનો

અને હકીમનો પાંડુપુરમાં મેળાપ થએલો તથા હકીમ મંદારગઢ ખાતે મહારાજાની દવા કરવા જનાર હતા એ બધી વિગત પોતાને એ શેઠે જ કહેલી હતી, આથી પોતે હકીમના આગમનની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો, એ બધી વાત તેણે કહી. જાત્રાળુઓને લૂંટારાઓના પંજામાંથી બચાવવા જતાં બે પરદેશી રજપૂતો અને એક લૂંટારો ઘાયલ થયા છે તેમની સારવાર માટે વૈદ કે હકીમની જરૂર હોવાની વાત પણ તેણે હકીમને કહી. છેવટે પૂછયું: "પણ હેં હકીમ સાહેબ! આપ આજ બપોર સુધીમાં અહીં પહોંચવાના હતા અને આટલું મોડું કેમ થયું ?"

"શું કરૂં ભાઇ ? મારે કાલે મંદારગઢ પહોંચવું છે એટલે ઉતાવળે ગયા વિના છૂટકો નથી, પરન્તુ માર્ગમાં જ્યાં જ્યાં હું થોભું છું ત્યાં ત્યાં ઉપરાઉપરી દર્દીઓ આવે છે અને ધાર્યા કરતાં મોડું થાય છે. દર્દીઓને દવા ન આપું તો ખુદા ખૌફ કરે." હકીમે પોતાની મુશ્કેલી જણાવી.

"ઠીક, હવે જરા ઉતાવળે આપ ચાલો; રાત પડી છે અને તુરત પહોંચી જવાય તો ઠીક."

હકીમે લગામ ખેંચીને ઘોડાને એડી મારી એટલે ઘોડો જરા ઉતાવળે ચાલવા લાગ્યો. રતનમલ ઘોડાની બાજુએ ચાલવા લાગ્યો. આજે મંદારગઢ જવાનું બંધ રહ્યું તે તેને મન એક આફત ટળ્યા જેવું જ લાગતું હતું. રતનમલના મનની મુખ્ય આંટી તો બહારવટીયાની બીકમાં જ રહેલી હતી, કારણકે તાજેતરમાં જ જાત્રાળુઓ ઉપર બહારવટીયાએ હાથ નાંખ્યો હતો તેથી તેને પોતાની સલામતી માટે પણ ભય લાગતો હતો. મંદારગઢની મુસાફરી કાંઇ એટલી બધી આકરી કે ત્રાસજનક નહોતી, પરન્તુ આ હજામભાઈ પોતાના મનની બ્હીક છુપાવવાને કાંઇ કાંઈ કારણો દર્શાવીને એ મુસાફરીનો કંટાળો કહી બતાવતા હતા ! એ આફત ટળી એટલે તેને આનંદ થતો હતો.

થોડી વારમાં હકીમ અને હજામ નજીકની ધર્મશાળા પાસે

પહોંચી ગયા. હકીમ ઘોડા પરથી ઉતરવા જતો હતો એટલામાં રતન-મલ બોલી ઉઠયો: "ઘોડા પરથી ઉતરશો નહિ, એમ ને એમ મંદિર તરફ ચાલો. ત્યાં જ તમારા ઊતારાની ગોઠવણ થશે."

"ત્યારે તું આગળ ચાલ, મેં કાંઈ મંદિર જોયું નથી."

રતનમલ આગળ ચાલ્યો અને હકીમ પોતાના ઘોડાને પાછળ-પાછળ ચલાવવા લાગ્યો. થોડી વારમાં તેઓ મંદિર સમીપેના આંગણામાં આવી પહોંચ્યા.

લાંબી લાંબી—ઠેઠ દુંટી સુધી પહોંચવાને પ્રયત્ન કરતી દાઢી, સાઠેક વર્ષની ભરતીમાં આવેલા જણાતા હકીમની દાઢી—મૂછના કાબર-ચીતરા વાળ, પગના ઘુંટણ સુધીનો કાળો ઝભ્ભો, કાન અને કપાળને પણ ઢાંકી દેનારી મોટી કાળી પાઘડી, અને પાઘડીની વચ્ચેથી બાડા બજરંગના મંદિરના શિખરની પેઠે બહાર નીકળતી લાંબી સફેદ ટોપી: આવી જવલ્લે જ દેખાતી વ્યક્તિને જોવા નાના ગામના લોકો એકદમ ટોળાબંધ થઇ જાય તેમાં કશી નવાઇ નહોતી. રતનમલ હકીમના ઘોડાને ધર્મશાળામાં બાંધી આવ્યો અને પછી હકીમની ઓસડીયાંની બે નાની ચામડાની થેલીઓ પોતે ઉચકી લઇને તે હકીમને મહંતની પાસે લઇ જવાને ચાલ્યો. મુસલમાન હકીમને મંદિરની અંદર થઇને લઇ જવાય નહિ, એટલે રતનમલ મંદિરની બાજુએ થઇને જતા બીજા દ્વાર તરફ હકીમને લઇ ચાલ્યો.

## પ્રકરણ ૯ મું

### હકીમનો ઉપચાર અને રતનમલની દશા!

મંદિરની પાછળના ભાગમાં પરન્તુ મંદિરની ફરતા ગઢની સાથે જોડાઇને જ વિશાળ બબ્બે ને ત્રણ ત્રણ માળવાળા કેટલાક ઓરડાઓ આવી રહેલા હતા. જે ભાગ મહંત હનુમંતપ્રસાદના

"આશ્રમ" ને નામે ઓળખાતો હતો. આ બધા ઓરડાઓ એકી જ વખતે કે એકસરખા માપે બંધાયા નહોતા, પણ જૂદે જૂદે વખતે જૂદા જૂદા ભાવિક ભક્તોના દાનમાંથી જૂદા જૂદા પ્રકારની સગવડ અને ઉપયોગિતા લક્ષમાં રાખીને બંધાયા હતા એટલે તે આડા-અવળા, ઉંચા નીચા તથા વધુ-ઓછી સગવડવાળા હતા, છતાં એ બધો દેખાવ મંદિરની પાછળના ચોગાનમાં જઈને જોતાં ભવ્ય લાગતો હતો અને આશ્રમને ઘટતી જ એકાન્ત તથા શાન્તિ ચોમેર પથરાયલાં જણાતાં હતાં. કોઇ કોઇ ભાગોમાં ઓરડાઓની બેવડી હારો હતી અને કોઇ કોઇ ભાગોમાં એકવડી હારો હતી. સામાન્ય રીતે ઓરડાઓનાં મુખ્ય દ્વારો મંદિરની પાછળના આંગણામાં પડતાં હતાં, છતાં ઘણાખરા ઓરડાઓની પાછળ પણ બારી-બારણાં અને સીઢીઓ હતી. એ મંદિર અને આશ્રમની આસપાસ બે માથોડાં ઉંચી દીવાલ હતી, જે સામાન્ય રીતે ગઢને નામે ઓળખાતી. જેવી રીતે મંદિરની બાજુએ થઇને આશ્રમના આંગણામાં જઇ શકાતું તેવી રીતે આ ગઢની ત્રણ દિશાએ નાનાં દ્વારો હતાં તેમાં થઇને પણ ગઢમાં જઇ શકાતું અને ઓરડાઓનાં પાછલાં દ્વાર વાટે આશ્રમમાં અને તેમાં થઇને આંગણામાં દાખલ થઇ શકાતું. આ પાછલાં દ્વારો દિવસે ખુલ્લાં રહેતાં, છતાં પહેરેગીરો બેસતા અને સાંજ પડચે દ્વાર બંધ થઇ જતાં. જ્યારે રતનમલ આ માર્ગે હકીમ અમીરમીયાંને તેડી લાવ્યો અને નજીકના જ ગઢના દ્વાર પાસે પહોંચ્યો, ત્યારે દ્વાર બંધ થઇ ગએલું હતું! તે બબડચો: "આપણે જરા મોડા પહોંચ્યા; અંધારૂં થતાં જ આ પાછલાં બારણાં બંધ થઈ જાય છે."

"તો પછી થયું, હું મારે જઉં છું." હકીમે બેપરવાઇથી કહ્યું.

"નહિ નહિ, હકીમ સાબ! તમે જરા અહીં થોભો, તો હું અંદર જઇને બારણું ઉઘાડું અને આપને અંદર દાખલ કરૂં; તે સાથે મહંત સાબને ખબર પણ પહોંચાડું." રતનમલે હકીમને આજીજી કરી.

"તો પછી ઉતાવળે જા, હું અંધારામાં ક્યાંસુધી ઊભો રહું?"

રતનમલ દોડયો અને મુખ્ય દ્વારે થઇને અંદર ગયો. મહંત તો સંધ્યા આરતીના કામમાં પડેલા હતા, એટલે તે તેમની પાસે જઇને કશું કહી શક્યો નહિ પણ મહંતને તેણે કોઇની સાથે કહાવ્યું કે–' હકીમ આવ્યો છે અને હું તેને દર્દીએ પાસે લઇ જઉં છું.' ત્યાંથી દોડીને તે આશ્રમના આંગણામાં ગયો અને નીચેના ઓરડાઓમાં મંદિર તથા આશ્રમના કેટલાક સેવકો રહેતા હતા તેમાંના એક ઓરડામાં તે પેઠો. એ ઓરડામાં જ એક પહેરેગીર રહેતો હતો તેની પાસે જઇને તેણે કહ્યું: "રામસંગ! તારા બારણાની કુંચી જોઇએ."

"એમ કુંચી ન મળે, મહંત સાબનો હુકમ જોઇએ."

"મહંત સાબ આરતીના કામમાં છે અને પેલા ઘાયલ થએલા દર્દીઓને માટે હું હકીમને તેડી લાવ્યો છું તે બહાર ખોટી થાય છે. મુસલમાન છે એટલે જ તેને પાછલે બારણેથી લાવવો પડે છે." રતનમલે સમજાવ્યું.

"પણ મહંત સાબે મને કહ્યું નથી કે રતનમલને કુંચી આપજે, એટલે હું નહિ આપું; પાછલા બારણાની કુંચીએ માટે મહંત સાબ કેવી કાળજી રાખે છે તેની તને ખબર છે?"

"ખબર છે ભાઈ, ખબર છે; મહંત સાબે તને કહ્યું નહિ, કારણકે હકીમ સાંજ પહેલાં આવવાનો હતો, પણ તેને આવતાં આવતાં રાત પડી ગઇ એટલે જ આમ બારણું ઉઘડાવવું પડે છે ને?"

"પણ જો મહંત સાબ ઠપકો આપશે હું તારો વાંક કાઢીશ, સમજ્યો?"

"ભલે મારો વાંક કાઢજે." રતનમલે કહ્યું. રામસંગે તેને ચામડાની વાધરીથી બાંધેલી બે મોટી કુંચીએ આપી તે લઇને રતનમલ રામસંગના ઓરડાની પાછલી બારીમાંથી નીકળી ગયો અને ગઢના દ્વાર પાસે આવ્યો. ઉતાવળે ઉતાવળે તેણે એ બેઉ કુંચીઓની મદદથી તાળું ખોલી નાંખ્યું, દ્વાર ઉઘાડયું અને હકીમને અંદર દાખલ કર્યો. હકીમ પોતાના ટટ્ટુને હાથથી દોરતો અંદર આવ્યો એટલે રતનમલે પાછું દ્વાર

બંધ કર્યું અને તાળું વાસી દીધું. કુંચીઓ તેણે પોતાની પાઘડીમાં ખોસી અને હકીમને દર્દીઓ પાસે લઈ ચાલ્યો.

હરનામનું દર્દ ઓછું હતું કારણકે તે ઓછો ઘાયલ થયો હતો. અત્યારે તે જાગતો પડયો હતો. હકીમે તેના પાટા છોડયા, ઘા ઉપરની ચેપલીઓ કાઢી નાંખી અને પછી રતનમલ પાસે માખણ મંગાવ્યું. રતનમલ માખણ લેવા ગયો, દર્મિયાનમાં તેણે સાયરના પાટા છોડયા અને તેના ઘા તપાસ્યા. તેને બહુ કષ્ટ થતું હતું એટલે હકીમે ધીરજ આપી. પેલો લૂંટારો ઊંઘતો હતો એટલે તેને જગાડયા વિના જ હકીમે બહારથી તેને કયાં કયાં ઘા વાગ્યા છે તે બરાબર ધ્યાન રાખીને જોયું. એટલામાં રતનમલ આવ્યો. હકીમે માખણની અંદર કાંઇ દવા નાંખી તેનો મલમ બનાવી એ મલમ હરનામ તથા સાયરને ચોપડી તેની ઉપર પાટા બાંધવાની રતનમલને સૂચના કરી. રતનમલ બોલ્યો: "ત્યારે આ લૂંટારાને મલમ નથી ચોપડવો ?"

હકીમ બોલ્યો: "આ જ લૂંટારો છે કે ? તે અત્યારે ઊંઘે છે એટલે જાગે ત્યારે વાત."

રતનમલે હકીમની સૂચનાનો અમલ કરવા માંડયો. હકીમ ઓરડામાં આમથી તેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તેણે રતનમલને પૂછયું: "આ દર્દીઓની પાસે સૂએ છે કોણ ?"

"ગઇ રાતે હું જ સૂતો'તો."

"આપણે બેઉ અહીં સૂઇ રહીશું તો સંકડાશ નહિ પડે ?"

"આપને માટે બીજા ઓરડામાં ઊતારો આપીશું."

"હું એમ નથી કહેતો. જ્યારે દર્દી બેચેન હોય ત્યારે હકીમે તેની પાસે જ સૂઇ રહેવું જોઇએ, એટલે હું દર્દી પાસે જ સૂઈ રહીશ, તેમાં વાંધો નથી, પણ આપણે બેઉ અહીં સૂઈશું તો સંકડાશ પડશે, માટે એક દર્દીની પથારી બીજા ઓરડામાં રાખીએ તો ઠીક." હકીમે સૂચના કરી.

"તોએ વાંધો નથી. બાજુનો ઓરડો ખાલી છે તેમાં એક પથારી ફેરવી નાંખીશું."

"હા, એ ઠીક છે."

રતનમલ બોલ્યો: "એક ઓરડામાં દર્દીની પાસે આપ સૂઇ રહેજો અને બીજા ઓરડામાં હું સૂઇ રહીશ."

આ વાતોમાં રતનમલનું કામ પૂરૂં થઇ રહેવા આવ્યું. તેણે હરનામ અને સાયરને લેપ કરી પાટા બાંધી દીધા અને આ લેપથી દર્દીઓને કાંઇક આરામ મળતો હોય તેમ લાગ્યું. રતનમલ બોલી ઉઠ્યો: "પણ હજી આ લૂંટારાને પાટા બાંધવાનું બાકી રહ્યું ને! હું તેને જગાડું?"

હકીમે હા કહી એટલે લૂંટારાએ ઓઢેલું કપડું રતનમલે ખેંચ્યું કે તુરત તે ચમકીને જાગ્યો અને જાગતાંની સાથે બૂમ પાડી ઉઠ્યો: "જા સાલા હજામ! તું ક્યાંનો વૈદ થઇને આવ્યો છે?"

રતનમલ બોલ્યો: "અરે અભાગીયા, તારે માટે આટલી દોડા-દોડી કરીએ છીએ ને ઉપરથી વળી તું ગાળો દે છે! મહંત સાબ જ એવા છે કે આવા લૂંટારાને વળી પાટાપીંડી કરાવે છે!"

"અરે કમબખ્ત! તારા લેપથી મને કાળી બળતરા થાય છે! મારે તારી પાસે પાટો નથી બંધાવવો."

"પણ તારે માટે હકીમને લાવ્યો છું, જો આ ઊભા!"

"જેવો તું વૈદ છે, તેવો તે હકીમ હશે; જા મને ઊંઘવા દે!" એમ બોલતો તે પડખું ફેરવવા લાગ્યો અને તેમ કરવાને યત્ન કરતાં જ તે દર્દને લીધે ચીસ પાડી ઉઠ્યો.

હકીમે જરા નજીક આવી, દર્દીના કપાળ પર હાથ મૂક્યો. દીવી કાંઇક દૂર પડી હતી તે લાવીને નજીક મૂકવા તેણે રતનમલને સૂચના કરી. દીવો નજીક આવ્યો એટલે હકીમનો દયાળુ ચહેરો જોઇને દર્દીને જાણે કે શાન્તિ મળતી હોય તેમ તે ચૂપ થઇ ગયો. હકીમે નરમ સ્વરે કહ્યું: "બેટા! મારા લેપથી આ બેઉ દર્દીને આરામ લાગે છે અને તને પણ આરામ લાગશે."

આ શબ્દો સાંભળતાં જ લૂંટારા ઉપર જાણે કાંઇ જાદૂઇ અસર થઈ

હોય, તેમ તે પાટા છોડાવવા તૈયાર થઇ ગયો. રતનમલે પાટા છોડયા અને લેપ લગાવ્યો અને ફરીથી પાટા બાંધ્યા. બધું કામ પતી ગયું. રતનમલને હવે 'હા......શ' થયું. એટલામાં તેને સાંભર્યું: "પણ હું હાશ કરવા શાનો બેસું છું ? પેલી કુંચીઓ મારી પાસે રહી ગઇ છે ને ?"

હકીમે કહ્યું: "તને તારી કુંચીઓ સાંભરી પણ હું ભૂખ્યો છું તે સાંભરે છે ?"

"માફ કરજો હકીમ સાબ ! મને કાંઇ ભાન રહ્યું નથી. આપ અહીં જ બેસો એટલે હું દોડનો આપને માટે ખાવાનું લાવું છું." એમ બોલતો જ રતનમલ ઉઠયો અને પાછો દોડયો.

હકીમ પાસેના ઓરડામાં દર્દીને રાખવાની કેવી સગવડ છે તે જોઇ આવ્યો, એટલામાં રતનમલ ખાવાનું લઇ આવ્યો. હકીમે એક બાજુએ બેસીને ભોજન કરી લીધું અને પાણી પીધું. દર્મિયાનમાં રતનમલે હકીમના બિછાના માટે ખાટલો ગોદડું વગેરે લાવી રાખ્યાં. એટલામાં એક સેવક ખબર લાવ્યો કે મહંત સાહેબ હકીમને મળવાની રાહ જોઇને બેઠા છે.

રતનમલ હકીમને લઇને મહંતની પાસે જવા નીકળ્યો. મહંત આરતીના કામથી નિવૃત્ત થઇને આંગણામાં જ ઊભા હતા એટલે દૂર જવાની જરૂર પડી નહિ. મહંતે નમસ્કાર કર્યા, હકીમે સલામ કરી અને પછી મહંતે દર્દીઓની ખબર પૂછી. રતનમલે બધી વિગત કહી એટલે મહંતે સંતોષ દર્શાવ્યો અને છેવટે કહ્યું: "હકીમ સાહેબ ! તમે વેળાસર જ આવ્યા છો એટલે ત્રણ માણસો મરતા બચ્યા છે. હવે ત્રણ ચાર દિવસમાં તેમને આરામ થાય, ત્યાંસુધી તો રોકાજો."

હકીમે કહ્યું: "મહંત સાહેબ ! દર્દીઓને આરામ કરવો એ તો મારો ધંધો છે. શીરોહીમાં મારો ધંધો સારો ચાલે છે એટલે બહારગામના દર્દીઓને માટે મને વખત જ મળે તેમ નથી; પણ હું તો આ બાજુએ માત્ર મંદારગઢ જવા નીકળ્યો હતો. ત્યાંના મહારાજા મારી દવા કરાવવા ઇચ્છે છે એટલે તેમના ફરમાનથી હું ત્યાં જઉં છું; તેથી હું અહીં વધુ રોકાઇ શકું તેમ નથી."

મહંત બોલ્યા: "એમ કે? ત્યારે તો તમારે અહીંથી બીજે ક્યાંય જવાની જરૂર જ નથી. હમણાં મંદારગઢથી એક ઊંટસવાર આવ્યો છે તે સંદેશો લાવ્યો છે કે મહારાજા કાલે અહીં જ બજરંગ બાપાનાં દર્શન કરવા પધારે છે, એટલે મહારાજાની મુલાકાત તમને અહીં જ થઇ જશે."

"ત્યારે તો બહુ સારૂં થયું કે હું અહીં રોકાયો!" હકીમે સંતોષ દર્શાવ્યો.

"ઠીક, અત્યારે હજી હું રોકાણમાં છું; કાલે આપણે નિરાંતે વાતો કરીશું." એમ કહી મહંત ચાલ્યા ગયા અને રતનમલ હકીમને તેડીને પાછો ફર્યો. દર્દીઓ પાસે આવીને રતનમલે પાસેના એક ઓરડામાં બે ખાટલા ઢાળ્યા.

પેલા લૂંટારા દર્દીને એ જૂદા ઓરડામાં લઇ જઈને રતનમલે રાખ્યો. હકીમે તો હરનામ અને સાયરની પાસે જ સૂઈ રહેવાનું પસંદ કર્યું અને બાજુના ઓરડામાં તેણે રતનમલને સૂઇ રહેવાનું કહ્યું, પણ સૂચના કરી કે "ઓરડાનું બારણું ઉઘાડું રાખજે, કદાચ દર્દીને રાત્રે બેચેની થઈ આવે તો તેને તપાસવાની જરૂર પડે."

રતનમલને એ લૂંટારાની પાસે સૂઇ રહેવું ગમતું નહોતું, પરન્તુ હવે તો હકીમના લેપથી તેને એટલો આરામ મળ્યો જણાતો હતો કે તે ઘસઘસાટ ઉંઘતો હતો અને રાત્રે બૂમાબૂમ કરીને રતનમલને પજવે એમ જણાતું નહોતું.

* * * *

પ્રભાત થતાં "રતનમલ" ના નામનો પોકાર કરતો રામસંગ આવ્યો: "એ સાલો હજામ, મારી પાસેથી કુંચીઓ લઈ ગયો તે પાછી આપી જ ગયો નહિ! ક્યાં ગયો તે?"

હરનામે જવાબ આપ્યો: "રતનમલ તો પાસેના ઓરડામાં સૂતો છે."

રામસંગ પાસેના ઓરડામાં દોડયો. દ્વાર ખુલ્લાં હતાં. એક

ખાટલામાં કોઇ સૂતું હતું, પણ બીજા ખાટલા પર કોઈ નહોતું! રામસંગે બૂમ મારી: "રતનમલ!"

"હૂં!"કાર માત્ર સંભળાયો.

"ખાટલા પર મ્હોં ઢાંકીને સૂતેલા રતનમલના મ્હોં પરથી રામસંગે લૂગડું હઠાવ્યું અને રતનમલને ખરાબ દશામાં જોયો!

તેની આંખોમાંથી પાણી ચાલ્યાં જતાં હતા! મ્હોંમાં કપડાનો ડૂચો હતો! હાથ, પગ, ગળું અને આખું શરીર ખાટલાની ઇસો સાથે દોરડાંના બંધથી બાંધી લીધેલું હતું!! પેલો લૂંટારો દર્દી અને હકીમ અમીરમીયાં ગુમ થઇ ગયા હતા! દ્વારની કુંચીઓ રતનમલ પાસે રહી ગઇ હતી તે તો ત્યાં હોય જ શાની?

## પ્રકરણ ૧૦ મું

### મહારાજા ઇશ્વરસિંહની ચિંતા.

ગુંગળાઇ જતા રતનમલની દુર્દશા કોણે કરી હશે અને શામાટે કરી હશે તેનો વિચાર કરવાને થોભ્યા વિના રામસંગે સૌથી પહેલાં તેના મ્હોંમાંથી કપડાનો ડુચો કાઢી નાંખ્યો એટલે રતનમલને ખૂબ રાહત મળી. તે બોલ્યો: "હાશ! રામસંગ! તારૂં બજરંગ બાપા ભલું કરશે; તું ન આવ્યો હોત તો મને અહીંથી કોઇ છૂટો કરે તે પહેલાં તો હું ગુંગળાઇને મરી જાત."

રામસંગે રતનમલને દોરડાંના બંધ છોડીને છૂટો કર્યો, એટલામાં તો મંદિરમાં રતનમલની દુર્દશા વિષેની અને લૂંટારો તથા હકીમ નાસી ગયા હોવાથી વાત ફેલાઇ ગઈ અને લોકો રતનમલને જોવાને ટોળાબંધ આવવા લાગ્યા. રામસંગે રતનમલને પૂછ્યું: "તને આ રીતે કોણે બાંધ્યો? શામાટે બાંધ્યો?"

"પેલા હકીમે જ મારી આ દશા કરી! હું તો ઉંઘમાં હતો. એકાએક કોઇએ મારૂં નાક દબાવ્યું એટલે મારૂં મ્હોં ઉઘડયું અને મારા

મ્હોંમાં કોઇએ ડૂચો ઘાલી દીધો અને પછી મને બાંધી દીધો! ઉપર લુગડું ઓઢાડયું એટલે પછી શું બન્યું તે મારા જોવામાં ન આવ્યું."

રામસંગ બોલ્યો: "પેલો લૂંટારો અને હકીમ બેઉ છટકી ગયા છે તેની તને ખબર નથી?"

"ત્યારપછી શું બન્યું તે મેં જોયું જ નથી પણ એમની હીલ-ચાલ ઉપરથી હું સમજી ગયો કે તે નાસી જતા હોવા જોઇએ. હે રામ!" રતનમલે છૂટકારાનો દમ લીધો. જોતજોતાંમાં લોકોનું ટોળું જામી ગયું. કોઇને રતનમલની દયા આવતી હતી, કોઇને હસવું પણ આવતું હતું, છતાં લૂંટારો અને હકીમ નાસી છૂટયા તેથી આશ્ચર્ય તો સૌને એકસરખું થતું હતું.

રામસંગ પાછલે જે દરવાજે પહેરા પર બેસતો હતો તે દરવાજો ખુલ્લો હતો અને તાળું તથા કુંચીઓ ત્યાં જ પડેલાં હતાં. હકીમ જે ટટ્ટુ પર આવ્યો હતો તે ટટ્ટુ નાસી જતી વખતે હકીમ લઇ ગયો નહોતો.

મહંત હનુમંતપ્રસાદને આ બનાવની ખબર પડી. હકીમ લૂંટારાઓનો જ કોઈ માણસ હોવો જોઇએ અને વેશ બદલાવીને આવ્યો હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું. પાછળ માણસો દોડાવવાનો મહંતે વિચાર કર્યો પણ બીજાઓએ મહંતને સલાહ આપી: "સાહેબ! એ લૂંટારા તો કયાંના ક્યાં ઊતરી ગયા હશે. હવે તે હાથમાં આવે ખરા? નકામા કોઇ આપણા માણસો લૂંટારાની વચ્ચે ઘેરાઈ જશે તો હેરાન થશે." મહંતે પાછળ માણસોને દોડાવવાનું માંડી વાળ્યું.

લોકોમાં અને જાત્રાળુઓમાં આ બનાવ ઉપર કાંઇ કાંઇ તર્ક-વિતર્ક થવા લાગ્યા અને ગામ ગપાટા ઉડવા લાગ્યા. હકીમ એ વેશ બદલાવીને આવેલો લૂંટારો જ હોવો જોઈએ તે વિષે તો લોકો એકમત હતા, પણ ટટ્ટુને પાછળ છોડી જનાર લૂંટારો પોતાના ઘાયલ થએલા સાથીને લઇને કેવી રીતે નાસી ગયો હશે તેનો વિચાર કરતાં ઘણાની બુદ્ધિ કામ કરતાં અટકી જતી હતી.

કોઈ એમ કહેતું કે જોધમલ લૂંટારાએ શીકોતરી સાધી છે

એટલે શીકોતરી માતાની કૃપાથી તે પોતાનું ધાર્યું કામ પાર પાડે છે અને તેને પકડવા જનારા આંધળાભીંત બની જાય છે! આથી હકીમ અનેલો લૂંટારો અને ઘાયલ થએલો લૂંટારો ઉઘાડે છોગે નાસી ગયા હોવા છતાં કોઈ તેમને જોઈ શક્યું નહિ અને પકડી શક્યું પણ નહિ!

બીજી અફવા એવી ઉડી રહી હતી કે ગઇ કાલે ઢોલાપુરને નાકે આવેલી ધર્મશાળામાં જે ત્રણ–ચાર બાવાઓ આવી ઊતર્યા હતા તે બધાએ લૂંટારા જ હતા અને તેમણે બાવાનો વેશ પહેર્યો હતો. એ બાવાઓ સાંજસુધી ત્યાં હતા અને સ્હવારમાં ત્યાં નહોતા એટલે એ અફવાને પુષ્ટિ પણ મળતી.

એક બુઢ્ઢો ઠેરઠેર એવી વાત કહેતો હતો કે–લૂંટારાના સાથીઓ ગામમાં આવીને રહેલા હોવા જ જોઇએ અને નાસી છૂટવાનો સંકેત અગાઉથી થયો હોવો જોઇએ, એટલું જ નહિ પણ તેઓ ઊંટ પર નાસી ગયા હોવા જોઇએ, કારણકે ગઢનું જે બારણું ઉઘાડું પડયું હતું ત્યાં ઊંટ ઝોકાર્યાની નિશાનીઓ પડી હતી અને ત્રણ ઊંટનાં પગલાંનો સગડ નીકળતો હતો.

પહોર દિવસ ચડચે જે નવા જાત્રાળુઓ આવી પહોંચ્યા તેઓ એમ કહેતા હતા કે પરોઢમાં તેમણે એક દાઢીવાળાને અને એક જુવાન છોકરાને ઘોડા પર બેસીને દાનગઢ તરફ જતા જોયા હતા.

એક વાત એવી ઉડી રહી હતી કે હકીમ અમીરમીયાં બની આવેલો લૂંટારો જોધમલ પોતે જ હતો, અને પકડાએલો ઘાયલ લૂંટારો તેનો પોતાનો દીકરો કીશનમલ હતો. જેમણે કોઈ વાર જોધમલને જોયો હતો તેઓ વળી એમ કહેતા હતા કે જોધમલ એટલો બધો ઘરડો નથી એટલે તે ખરેખર જોધમલ નહિ હોય.

ચાંદમલ શેઠે જ હકીમ આવતો હોવાની ખબર આપી હતી તે ઉપરથી ચાંદમલ શેઠ વિષે પણ કાંઇ કાંઇ અફવાઓ ઉડવા લાગી. કોઈ કહેતું કે એ ચાંદમલ લૂંટારાઓનો બાતમીદાર હોવો જોઇએ અને તેણે લૂંટારાને આપેલી બાતમી ઉપરથી કોઈ લૂંટારો વેશ બદલાવીને

હકીમ થઇને આવ્યો હોવો જોઈએ. પણ પાંડુપુરનો વરધીરામ ચાંદમલ શેઠ એવો હલકો માણુસ હોય એવી વાત માનતો જ નહોતો.

ગઢના પાછલા બારણા પર બેઠેલા રામસંગની સાથે એક ડોસો વાત કરી રહ્યો હતો: "રામસંગ! જોયો આ ચમત્કાર? લૂંટારો તમારા ઘરમાં આવીને લૂંટ ચલાવી જાય તોએ તમે તેને પકડી શકો નહિ!"

"હા, કાકા! આ બનાવ તો એવો બન્યો છે ખરો. પણ જો રાતે ને રાતે જ રતનમલ મને કુંચીઓ આપી ગયો હોત તો કોઇ નાસી શકત નહિ. એ રતનમલની જ પૂરેપૂરી ગફલત થઇ છે કે તેણે પોતાની પાસે કુંચીઓ રાખી મૂકી."

"અરે ભલા માણુસ!" ડોસો ધીમેથી બોલ્યો: "આ બડા બજરંગમાં જ લૂંટારાના સાથી કેટલા છે તેની તને ખબર છે? અમીરમીયાં હકીમને બોલાવી લાવવાને રતનમલ બપોરનો ઉંચો નીચો થતો હતો અને સીમમાં તેની સામે ગયો તે ઉપરથી તું શું ધારે છે?"

"શું રતનમલ જ લૂંટારાને નસાડવામાં શામેલ હશે?"

"ત્યારે બીજું શું? દામ કરે કામ અને લૂંડી કરે સલામ! એ હજામ ભાઇનું મ્હોં કેવડું? પાંચ સોનૈયા મળે કે રાજી રાજી અને લૂંટારાને કયાં રળવા જવું પડે છે?" ડોસાએ દલીલ કરી.

રામસંગ વિચારમાં પડી ગયો અને ડોસો જાણે કે પોતે કાંઈ મોટી શોધ કરીને રામસંગને વિચારગ્રસ્ત કરી દીધો હોય એવા ગર્વપૂર્વક રામસંગની સામે મીટ માંડી રહ્યો.

આવા કાંઇ કાંઈ ગપાટા અત્યારે બડા બજરંગમાં ઉડી રહ્યા હતા અને તર્ક ઉપર તર્ક થયા કરતા હતા.

એટલામાં મહારાજા ઇશ્વરસિંહની સવારી પાધરમાં આવી પહોંચી હોવાના સમાચાર આવ્યા અને મંદિરના માણસો મહારાજાનું સ્વાગત કરવાને સજ્જ થઇને ઊભા. મહંતને આશ્રમમાં મહારાજાના

આગમન વિષેના સમાચાર પહોંચાડવામાં આવ્યા. જોતજોતાંમાં તો સવારી મંદિરના આંગણામાં આવીને થોભી. લોકો આજુબાજુએ ટોળાબંધ થઇને ઊભા.

ઇશ્વરસિંહની પાલખી નીચે મૂકવામાં આવી એટલે તેમાંથી રાજા ધીરે ધીરે બહાર નીકળ્યો. બે ચાકરોએ તેને ઊભા થવામાં મદદ કરી એટલે માંડ માંડ તેનાથી ઊભા થઇ શકાયું અને પછી હાથમાં લાકડી લઇને તે મંદિર તરફ ચાલ્યો. બીજી પાલખીમાંથી બે નવયુવતીઓ બહાર નીકળી તેમાંની એક ઇશ્વરસિંહની એકની એક કુમારિકા પુત્રી વિલાસકુંવર હતી અને બીજી તેની સખી રાધાકુંવર હતી રાધા ઇશ્વરસિંહના સેનાપતિ ખડ્ગસિંહની પુત્રી હતી. સવારીમાં ખડ્ગસિંહ, ઇશ્વરસિંહના અંગરક્ષકો, એક વૈદ્ય અને બીજા માણસો હતા, તે બધા ઘોડા પર આવ્યા હતા. સૌ ઘોડા પરથી ઊતરીને રાજાની પાછળ પાછળ મંદિર ભણી વળ્યા. મંદિરના સેવકો સૌના ઘોડાને દોરી દોરીને અશ્વશાળા તરફ ચાલ્યા.

મહંત હનુમંતપ્રસાદ દોડતો આવ્યો. તેણે મંદિરના સિંહદ્વારમાં ઈશ્વરસિંહનો સત્કાર કર્યો અને રાજાના કુશળ વર્તમાન પૂછતો તે તેની સાથે મંદિરના ચોકમાં ચાલવા લાગ્યો. સૌએ મંદિરમાં જઇને બજરંગનાં દર્શન કર્યાં. મહંત ઇશ્વરસિંહને આશ્રમના ઓરડાઓ ભણી તેડી ગયો કે જ્યાં તેને માટે બધી વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી. બીજા માણસોને માટે પણ આશ્રમના જ જૂદા જૂદા ઓરડાઓમાં વ્યવસ્થા તૈયાર હતી.

ઈશ્વરસિંહ એક નરમ ગદેલાવાળા પલંગ ઉપર પડયો. આટલું ચાલવાથી પણ તેને બહુ જ થાક લાગ્યો હતો. વૈદે આવીને તેને આસવના બે ઘુંટ પાયા એટલે તેને જરા ચેન પડયું અને તેનામાં બોલવાના હોશકોશ આવ્યાઃ “ કહો, મહંત સાહેબ! બડા બજરંગના શા સમાચાર છે?”

“મહારાજ! બડા બજરંગના સારા સમાચાર છે; ફક્ત આ

બહારવટીયાઓનો ત્રાસ વધતો જાય છે." એમ કહીને હનુમંતપ્રસાદે જાત્રાળુઓ ઉપર બહારવટીયાઓએ કરેલા હલ્લાથી માંડીને હકીમ તથા પકડાયલો લૂંટારો નાસી ગયા ત્યાંસુધીની બધી હકીકત સંક્ષેપમાં કહી સંભળાવી.

"હું તો હવે એ હરામખોરોથી થાકયો છું: કહો આ ખડ્ગસિંહને!"

ખડ્ગસિંહ પાસે જ બેઠો હતો. તે બોલ્યો: "મહારાજ! એ હરામખોરોને પકડવાનું કામ વધારે ને વધારે મુશ્કેલ થતું જાય છે. મેં સાંભળ્યું છે કે એ લોકોને આપણા તાબાનાં ગામોના જ લોકો છુપી રીતે આશરો આપે છે—"

ઈશ્વરસિંહ એકદમ ગુસ્સો કરીને બોલ્યો: "તો એમને આશરો આપનારને પકડીને જેર કરો! હું કયાં ના કહું છું? હવે મારામાં ઠેરઠેર ભટકવાની આય રહી નથી તે તમે જાણો છો."

થોડી ક્ષણ સૌ ચૂપ: બેસી રહ્યા. ખડ્ગસિંહ કાંઇ ઉંડા વિચારમાં પડી જતો દેખાયો. ઇશ્વરસિંહે વાર્તા-વિષય બદલીને કહ્યું: "મહંત સાહેબ! હું અહીં શામાટે આવ્યો છું તે તમે જાણો છો?"

"બજરંગ બાપાનાં દર્શન કરવા." મહંતે અનુમાનથી કહ્યું.

"એ કામ તો ખરૂં જ, પણ..." ઇશ્વરસિંહે ચોમેર દૃષ્ટિપાત કર્યો. પોતાની પાસે ઇતર જનોમાં સેનાપતિ સિવાય બીજું કોઈ નથી એવી ખાત્રી થયા પછી તે આગળ બોલ્યો: "મારી તબીયત બગડતી જાય છે. આ દેહનો હવે ભરોસો રહેતો નથી. મારી વિલાસ હજી પરણી નથી. અંતઃપુરની ખટપટો વધતી જાય છે અને હું મુંઝાતો જઉં છું. હવે કરવું શું? હું એટલા માટે આવ્યો છું કે બજરંગ બાપા મને કાંઇ માર્ગ બતાવે!"

મહંત ઉંડા વિચારમાં પડી ગએલો દેખાયો. તે કશું બોલ્યો નહિ. તેની આંખોમાં ભક્તિભાવનો ઊભરો ચડતો દેખાયો. ઇશ્વરસિંહને આશા બંધાઈ કે પોતા ઉપર બજરંગની કૃપાનો પ્રવાહ જરૂર રેલાશે.

"કહો, મહંત સાહેબ! કેમ કશું બોલતા નથી? બજરંગ બાપા

આપને તો હાજરાહજૂર છે. હું બાપાનો સેવક છું. મને શું તે માર્ગ નહિ બતાવે ?"

રાજાઓનો પણ રાજા દૈવી શક્તિ પાસે કેવો દીન મનુષ્ય હોય છે તેનું ભાન અત્યારે ઇશ્વરસિંહની મુખમુદ્રા પરથી થતું હતું. તેની પાસે પુષ્કળ સંપત્તિ હતી, પરન્તુ અત્યારે તે બજરંગ બાપાની અને તેના સેવક મહંત સાહેબની કૃપાનો ભિખારી બન્યો હતો અને મહંતના ઉદ્ગારો સાંભળવાને ચાતકવત્ આતુર બની ગયો હતો!

મહંત બોલ્યોઃ "રાજાજી! જેવા તમે બજરંગ બાપાના ભક્ત છો, તેવો હું તેમનો સેવક છું. એની અગમ્ય લીલાને પારખવાની મારામાં શક્તિ નથી. હું તો આપને માટે યત્ન કરી છૂટું; કૃપા કરવી–ન કરવી એ બાપાના પોતાના હાથમાં છે!"

"હું પણ આપને બીજું કશું કહેતો નથી. મારે હવે મારી મુંઝવણમાંથી માર્ગ કાઢવો છે. વિલાસ પરણી નથી, ઘણાએ રાજકુંવરો આવ્યા પણ કોઇને તેણે પસંદ કર્યા નથી. આથી કોઈ કોઇ રાજકુંવરને માઠું પણ લાગ્યું હશે. મારા મનમાં એવું છે કે જો તે પરણે તો હું તેને રાજ્ય સોંપીને સુખથી મરૂં, પરન્તુ એ કુંવરીના મનનો ભેદ મારાથી કળાતો નથી! કદાચ હું મરૂં ત્યાંસુધીમાં તે ન પણ પરણે, તો પછી આ વિશાળ રાજ્યની શી દશા થાય? આપ બધું સમજો છો, એટલે વધારે કહેવાની જરૂર નથી."

"હું સમજું છું મહારાજ! બજરંગ બાપા પોતાના ભક્તની મુંઝવણ ટાળ્યા વિના નહિ રહે, પણ હું તો માત્ર યત્ન કરનાર જ રહ્યો, મારાથી બીજું શું થાય? હવે આપ અહીં પધાર્યા છો, તો બે ત્રણ દિવસ નિરાંતે રહો, દર્મિયાનમાં આપની ઇચ્છા બજરંગ બાપા પૂરી કરશે." મહંતે સૂચવ્યું.

"ભલે, હું રહીશ, પણ આપ મારે માટે યત્ન કરવામાં ખામી રાખશો નહિ."

"અરે, આપ એ શું બોલ્યા? આપને માટે હું ખામી રહેવા દઉં? હવે ભોજનસમય થયો છે, તો આપ ઉઠશો?"

"હું માત્ર દૂધ પીઉં છું, બીજું કશું મને પચતું નથી. અહીં દૂધનો એક કટોરો મોકલો એટલે હું પી લઇશ."

"ત્યારે સેનાપતિજી ! આપને માટે ?"

"હું આવું છું; અરે વૈદરાજ ! અહીં મહારાજની પાસે જરા બેસો." ખડ્ગસિંહ બોલ્યો.

વૈદ આવ્યો અને તેને રાજાથી હજૂરમાં મૂકી ખડ્ગસિંહ ભોજન કરવા ઉઠયો.

## પ્રકરણ ૧૧ મું

### જેમાં બડા બજરંગ રડે છે !

ભોજનકાર્યમાંથી સૌ કોઇ પરવાર્યા એટલે મહંતની સૂચનાથી ઇશ્વરસિંહ, સેનાપતિ ખડ્ગસિંહ, વૈદ અને મંદારગઢથી આવેલા બીજા કેટલાક માણસો હરનામ તથા સાયરના બિછાનાવાળા ખંડમાં આવ્યા. મહંત અને રતનમલ પણ સાથે હતા. તેઓ આવ્યા એટલે હરનામ અને સાયર બિછાનામાં બેઠા થયા અને તેમણે રાજાને નમસ્કાર કર્યા. મહંતે તેમને પૂછયું: "કેમ જુવાનો ! તબીયત કેવી છે ?"

હરનામ મુખમાંથી સ્મિત સ્ફુરાવતો બોલ્યો : "મહંત સાહેબ ! એ હકીમ બનેલા બહારવટીઆનો લેપ તો બહુ અકસીર ! માત્ર એક જ રાતમાં અમારૂં અર્ધું દર્દ મટી ગયું છે ! આજે હવે અમને ફરીથી લેપ કોણ કરશે તેની ચિંતા થવા લાગી છે."

ઇશ્વરસિંહે કહ્યું : "તમે ચિંતા ન કરશો. તમારે માટે મારી સાથેનો મારો વૈદ તૈયાર છે. તમે પરદેશી હોવા છતાં મારા રાજ્યના જાત્રાળુઓને બચાવવા તમારા જાન જોખમમાં નાંખ્યા, તેથી હું તમારી ઉપર પ્રસન્ન થયો છું."

હરનામ બોલ્યો : "આપની કૃપા છે તે અમારાં અહોભાગ્ય

છે. અમે રજપૂત છીએ, તે જાત્રાળુઓને કેમ લુંટાવા દઈએ? અમે તો અમારો ધર્મ બજાવ્યો છે.”

રાજા બોલ્યો: “તો અમે પણ અમારો ધર્મ બજાવીશું. તમારો ઉપચાર મારો વૈદ કરશે, અને જ્યારે તમે બરાબર સાજા થાઓ એટલે મંદારગઢ આવજો; ત્યાં હું તમોને સારી નોકરી આપીશ.”

હુરનામને આ સાંભળી સંતોષ થયો. તે બોલ્યો: “અમે નોકરીની શોધમાં જ મંદારગઢ આવતા હતા, અને બજરંગ બાપાએ અહીં અધવચમાં જ અમારી ઇચ્છા પૂરી કરી.”

થોડી વધુ વાતચીત કરીને રાજા તથા બીજાઓ ગયા; માત્ર વૈદ અને રતનમલ ત્યાં રહ્યા. રતનમલે બેઉના પાટા છોડયા અને વૈદે તેમના ઘા તપાસીને તેમને માટે મલમ બનાવ્યો તથા ઘા ઉપર ચોપડી પાછા પાટા બાંધી દીધા. હુરનામ હવે બહુ આનંદમાં આવી ગયો હતો કારણકે તેની મહત્ત્વની ઇચ્છા અહીં જ પાર પડી ગઇ હતી. તે અને વૈદ વાતોએ વળગ્યા અને હુરનામે મારવાડની કાંઇ કાંઇ માહિતી વૈદ પાસેથી મેળવી. વૈદે પણ ગુજરાતની માહિતી મેળવી. વાત ઉપરથી વાત નીકળતાં મહંત હનુમંતપ્રસાદની ઉદારતાની વાત નીકળી. હુરનામે મહંતની પ્રશંસાના થોડા શબ્દો ઉચ્ચાર્યા એટલે વૈદ બોલ્યો: “તમે તો હજી આ પ્રદેશના અજાણ્યા છો અને મહંત સાહેબના એક જ દિવસના પરિચયવાળા છો, પણ જેમ જેમ તમે તેમના વધુ પરિચયમાં આવશો, તેમ તેમ તેમના સદ્‌ગુણ અને શક્તિનો તમને ખ્યાલ આવશે. એ મહાપુરૂષે કેવી કેવી શક્તિઓ મેળવી છે, કેવો યોગ સાધ્યો છે, કેવો સંયમ કેળવ્યો છે, તે બધું જ્યારે તમે જોશો અને જાણશો ત્યારે સમજાશે.”

સાયર અત્યારસુધી આ બધી વાત સાંભળતો જ હતો તેણે હવે પ્રશ્ન કર્યો: “શું મહંત સાહેબ યોગી પણ છે કે?”

“ત્યારે શું? તમે હજી તેમનો આશ્રમ જોયો નથી. તે જોશો એટલે તમને સમજાશે કે તેમણે કેવી કેવી તપશ્ચર્યા કરીને યોગ સાધ્યો

છે અને એમની શક્તિને લીધે જ બજરંગ બાપા તેમને હાજરાહજૂર છે." વૈદે કહ્યું.

"હરનામ ! મને એ યોગાશ્રમ જોવાની ઇચ્છા થાય છે."

રતનમલ બોલ્યો: "તમે જરા સાજા થાઓ, એટલે મહંત સાહેબની પરવાનગી લઇને હું જ તમને આશ્રમ બતાવીશ." રતનમલે સાયરની ઉત્સુકતા જોઇને જવાબ આપ્યો.

"લાકડીને ટેકે હું આજે પણ ચાલી શકું તેમ છું; તો આજે જ મહંત સાહેબની પરવાનગી મળે તો સારૂં." સાયરે અત્યંત ઉત્સુકતા દાખવી.

હરનામે ઠપકાભરી આંખે કહ્યું: "તું કેવો અધીરો છે સાયર? બે દિવસ પછી બરાબર આરામ થશે ત્યારે શું નહિ જોવાય?"

હરનામના ઠપકાથી સાયર ચૂપ થઇને બેઠો. વાર્તાલાપ આગળ ચાલ્યો. એમ ને એમ એક પહોર વીત્યો અને ઇશ્વરસિંહ તરફથી વૈદને બોલાવવા માણસ આવ્યો તથા વૈદ ગયો ત્યારે જ વાતચીત પૂરી થઇ.

જોતજોતાંમાં બે દિવસ વીતી ગયા. હરનામ અને સાયરના ઘા તદ્દન રૂઝાઇ ગયા નહિ પણ તે હવે સારી પેઠે હરતા ફરતા થયા હતા. આખો દિવસ બિછાનામાં પડી રહેવાની હવે તેમને જરૂર પડતી નહિ, તેથી તેઓ જ્યાં ત્યાં હરીફરીને વખત ગાળી શકતા હતા. ત્રીજા દિવસનું પ્રભાત થયું ત્યાં ચોમેર ખબર પ્રસરી કે આજે પહેલા જ પહોરમાં મહારાજા ઇશ્વરસિંહ તરફથી બજરંગની મહાપૂજા થવાની છે. ગઇ આખી રાત મહંતે બજરંગના મંદિરમાં પૂરાઈ રહીને હનુમાન કવચનો પાઠ કર્યો હતો અને પ્રભાતમાં મહારાજા તરફથી મહાપૂજા થવાની હતી. પ્રભાતથી પૂજાની સામગ્રી એકઠી કરવા માટે દોડાદોડ ચાલી રહી હતી. આ મહાપૂજા કરવાનો મહારાજાનો આશય પોતાની ચિંતાનું નિવારણ કરવા માટે બજરંગની કૃપાપ્રસાદી મેળવવાનો હતો અને તે માટે તેમણે મહંતને પહેલાંથી વિનતિ પણ કરી રાખી હતી. પરન્તુ આ આશય માત્ર અંતરંગ માણસો સિવાય બીજાઓ જાણતા નહોતા. લોકો

એમ જ જાણતા હતા કે મહારાજા બજરંગનાં દર્શન કરવા પધાર્યા છે એટલે તે મહાપૂજા કરાવતા હશે.

મહાપૂજાની ખબર સાંભળતાં જ મંદિરમાં લોકોની ઠઠ જામવા લાગી. હરનામ અને સાયરને આ ઠઠમાં જવાની ઇચ્છા નહોતી, કારણકે તેમને ભય લાગતો હતો કે કદાચ તેમના ઘા છોલાય અગર છુંદાય તો પુનઃ પીડા શરૂ થાય; પરન્તુ જ્યારે તેમણે જાણ્યું કે દરેક મહાપૂજા પછી કાંઇ કાંઇ ચમત્કાર થાય છે તેમ આ વખતે પણ ચમત્કાર થવાનો સંભવ છે, ત્યારે તેમને તે જોવાની ઇચ્છા થઈ. લાકડીને ટેકે તેઓ ધીરે ધીરે ચાલીને મંદિરમાં ગયા. લોકોની ગીર્દીમાં થઇને તેમને માર્ગ મળે એવો સંભવ નહોતો, પરંતુ તેઓ એકાએક રતનમલની નજરે પડ્યા એટલે તે તેમને માટે માર્ગ કરીને મોખરે દોરી ગયો. રાજા, સેનાપતિ, વૈદ વગેરે બીજાઓ બેઠા હતા તેમની સામે જ રતનમલે તેમને બેસાડ્યા. મહંત હનુમંતપ્રસાદ આરતી ઊતારતો હતો. ઘંટા વાગી રહી હતી. ચાર બ્રાહ્મણો નિજ મંદિરમાં કાંઇ પાઠ કરી રહ્યા હતા. ચારે પાસ પૂજા સામગ્રી અને નૈવેદ્યનાં પાત્રો પડેલાં હતાં. દેખાવ ભવ્ય અને ભક્તિની સ્ફુરણા કરે તેવો લાગતો હતો.

હનુમાનજીની મૂર્તિ પ્રચંડ હતી. મહંતનું શરીર સારી રીતે પુષ્ટ અને દમામદાર હતું, છતાં મૂર્તિની પાસે તો તે નાના બાળક જેવો લાગતો હતો. બે બાજુએ દીવાની અખંડ જ્યોતો બળી રહી હતી અને હનુમાનની સ્વચ્છ સફેદ આરસની પ્રતિમામાં એ જ્યોતોનું પ્રતિબિંબ પડી રહ્યું હતું. સામે ફરી રહેલી આરતીના દીવા પણ પ્રતિબિંબિત થઇ રહેવાથી એવો ભાસ થતો હતો કે જાણે હનુમાનજીના શરીર પર દીવાની જ્યોતો નૃત્ય કરી રહી હોય! સાયરે આજે પહેલી જ વાર હનુમાનજીની મૂર્તિ જોઇ. તેણે એ મૂર્તિના શિલ્પકામ ઉપરથી જોયું કે મૂર્તિ પાંચસો વર્ષ જેટલી જૂની હોવી જોઇએ, છતાં તેમાં તેણે થોડો ફેરફાર જોયો. હનુમાનજીના હાથમાંની ગદા મૂર્તિના પ્રમાણમાં નાની હતી અને આંખો પ્રમાણમાં મોટી હતી.

આમ ને આમ ચારેક ઘડી થઇ પણ આરતી પૂરી થઇ નહિ અને કોઇના જોવામાં કશો ચમત્કાર પણ આવ્યો નહિ! લોકો તો જરાએ કંટાળો દર્શાવ્યા વિના બેસી રહ્યા પણ હરનામ અને સાયરને કંટાળો આવવા લાગ્યો. આ ચમત્કાર શો હશે તે પણ તે જાણતા નહોતા. સાયરે પોતાની પાછળ બેઠેલા એક બ્રાહ્મણને પૂછ્યું: “હેં ભાઇ! કહે છે કે આજે કાંઇ ચમત્કાર થશે, તે ચમત્કાર શો થવાનો ?”

બ્રાહ્મણ હસ્યો અને બોલ્યો: “ તમે શું એટલુંએ જાણતા નથી? દરવર્ષે કાળી ચૌદશને દિવસે અહીં મહાપૂજા થાય છે, ત્યારે હનુમાનજી હસે છે તેની તમને ખબર નથી ?”

“ શું હનુમાનજી હસે છે ?!” સાયર ચમકી ગયો: “હનુમાનજી કેવી રીતે હસતા હશે? શું તેમનું મ્હોં આપણી પેઠે ખડખડ હસતું હશે ?” સાયરની કુતૂહલવૃત્તિ વધારે ઉશ્કેરાઇ.

“ ના, હનુમાનજીના મુખમાંથી અમૃત ઝરે છે, એટલે હનુમાનજી હસે છે એમ કહેવાય છે.” બ્રાહ્મણે જવાબ આપ્યો.

“ પણ આજે કાળીચૌદશ નથી.”

“ એ ખરી વાત; પણ આજે મહારાજાએ કાળીચૌદશના જેવી જ મહાપૂજા કરાવી છે એટલે જરૂર ચમત્કાર થવાનો. મહંત સાહેબને બડા બજરંગ હાજરાહજૂર છે.”

લોકો જરાએ કંટાળ્યા વિના બજરંગની મૂર્તિ સામે કેમ તાકી રહ્યા હતા, તેનો ભેદ હવે હરનામ અને સાયરને સમજાયો. બીજાઓની પેઠે તેઓએ પણ હવે હનુમાનજીના મુખનું નિરીક્ષણ કરવા માંડયું.

ઘડીઓ ઉપર ઘડીઓ વીતવા લાગી. ઘંટાનો ઘોષ ચાલુ રહ્યો. આરતી અને પાદપૂજા પણ ચાલુ જ હતાં. હરનામ અને સાયરે અનુમાનથી માન્યું કે જ્યાંસુધી બડા બજરંગ જવાબ નહિ આપે, ત્યાંસુધી આ પ્રમાણે પૂજા–આરતી ચાલુ જ રહેવાનાં હશે. ખરેખર, હતું પણ તેમ જ.

પણ અહો! આ શું? હનુમાનજી તો હસવાને બદલે રડી પડયા!

તેમની બેઉ આંખોમાંથી ખળખળ કરતી કારમી અશ્રુધારા વહી નીકળી ! સૌ મંત્રમુગ્ધ બની ગયા. પાઠ, પૂજા, આરતી બંધ થઇ ગયાં! લોકો ભયાતુર થઇ એકબીજાનાં મ્હોં સામે જોવા લાગી ગયા. મહારાજા ઇશ્વરસિંહ તો હતાશાને લીધે એકદમ મૂર્ચ્છાવશ થઇ ગયા. મહંત પણ ગમગીન બની ગયો. આખા મંદિરમાં કાળો કોલાહલ વ્યાપી ગયો. સેવકો મહારાજા ઇશ્વરસિંહને ઝોળીમાં ઘાલીને ઊતારામાં લઇ જવા લાગ્યા. વૈદ મહારાજાની નાડી તપાસતો ઉતાવળ કરવાની સૂચના કરવા લાગ્યો. લોકો વીખરાઇ જવા લાગ્યા અને બડા બજરંગના કાળા કોપની જ વાતો કરવા લાગ્યા. આ બધો વખત હરનામ અને સાયર તો બજરંગની મૂર્તિ તરફ કુતૂહલવશ દૃષ્ટિથી જોઇ જ રહ્યા હતા. હનુમાનજી હજી એકસરખી રીતે રડી રહ્યા હતા. તેમની બે આંખોના ચારે ખૂણામાંથી આંસુ વહેતાં હતાં !!

ઇશ્વરસિંહને ઝોળીમાં ઘાલીને લઇ જવામાં આવ્યો. મહંત પણ તેની તબીયતની ચિંતા કરતો સાથે સાથે ગયો. નિજ મંદિરમાં પાઠ કરતા બ્રાહ્મણો આ ચમત્કારથી શૂન્ય-મૂન્ય બનીને બેઠા હતા. સાયરે તેમની પાસે જઇને પૂછયું: " હે મહારાજ! હનુમાનજી દર વર્ષે હસે છે અને આ વખતે રડયા કેમ ?"

બ્રાહ્મણે કહ્યું: "આજથી પંદર વર્ષ પહેલાં મારવાડમાં જ્યારે બારે દુકાળ પડયો હતો ત્યારે હનુમાનજી રડયા હતા એવું મને સાંભરે છે. બાકી કોઇ વાર મેં તેમને રડેલા જોયા નહોતા, તે આજે ફરીથી જોયા."

પોતાના હાથ પર બાંધેલા પાટાનો એક કકડો કાપીને તે બ્રાહ્મણને આપતાં સાયર બોલ્યો: "મહારાજ! આ કકડાથી હનુમાનજીનાં આંસુ લૂછીને મને તે આપશો તો તમારો પાડ થશે. મારે મન હું તે હનુમાનજીની પ્રસાદી માનીશ."

બ્રાહ્મણે સાયરની વિનતિ માન્ય રાખીને એ કકડાને આંસુથી ભીંજવી આપ્યો. સાયર અને હરનામ ભીંજાયલો કપડાનો કકડો લઇને મંદિરમાંથી બહાર નીકળ્યા. સાયરે એ કકડો મ્હોંમાં મૂકી ચૂસી જોયો

અને તે ચમક્યો! ખરેખર, તે પાણી નહોતું પણ આંસુ જ હતાં, કારણકે તે કપડાનો કકડો ચૂસતાં ખારો લાગતો હતો! હરનામ અને સાયર બેઉની ખાત્રી થઈ કે આ ચમત્કાર ખરેખર અદ્દભુત હતો. હનુમાનની મૂર્તિ પર અને મહંતની શક્તિ પર તેમનો ભક્તિભાવ સ્ફૂર્યો. આવા શક્તિમાન યોગીની પોતા ઉપર કૃપા છે એ જાણી તેમને આનંદ પણ કેમ ન થાય?

## પ્રકરણ ૧૨ મું

### મહારાજાની વિદાયગીરી પછી.

ઈશ્વરસિંહ મૂર્છિત થવાથી ચોમેર જે ચિંતા પ્રસરી રહી હતી તે તો સ્વલ્પ સમયમાં જ ટળી ગઈ, કારણકે રાજાને ઝોળીમાં નાંખીને ઊતારાપર લઇ જઇ પલંગમાં સુવાડતાં અને થોડી વાર પંખો નાંખવામાં આવતાં જ મૂર્ચ્છા વળી ગઇ, પરન્તુ રાજાના મન ઉપર બડા બજરંગના આંસુએ અત્યંત ભય અને ચિંતાની અસર નીપજાવી હતી એટલે સૌનાં મ્હોં પડી ગયાં હતાં. બડા બજરંગની કૃપા પોતાપર ઊતરશે અને બજરંગ હસશે એવી આશા રાજાએ રાખેલી, મહંતે પણ એવી જ આશાથી મહાપૂજા આરંભી હોય એમાં કોઇને શંકા નહોતી, પરન્તુ તેથી ઉલટું આ પરિણામ આવ્યું. બજરંગ તો હસવાને બદલે રડ્યા, તેથી રાજાના હિતચિંતકોને કેમ વિષાદ ન થાય? રાજાના મન પર એમ જ ઠસી ગયું કે હવે પોતા ઉપર બજરંગનો કોપ ઊતરશે, પોતાનું તથા પોતાના રાજ્યનું અનિષ્ટ થશે, પોતાની પાછળ પોતાની પુત્રીનું શું થશે તેવી જે ચિંતા રહેતી હતી તે ચિંતા પણ દુઃખમાં જ પરિણમશે, એવા એવા દુષ્ટ સંકલ્પવિકલ્પોથી તેનું મન ગભરાઇ ગયું. તેના શરીરમાંની બધી શક્તિ હરાઈ ગઇ, તે જોરથી શ્વાસોચ્છ્વાસ લેવા લાગ્યો અને વારંવાર નિસાસા નાંખવા લાગ્યો. સેનાપતિ, વૈદ,

બીજા માણસો અને મહંત પોતે તેની સેવામાં ઊભા રહ્યા અને પ્રતિક્ષણે રાજાની તબીયતમાં થતા ફેરફાર તરફ લક્ષ આપવા લાગ્યા. રાજાને મૂર્છા વળી, તેના મનની મુંઝવણ નિસાસાદ્વારા બહાર નીકળવા લાગી, અને તેની પાછળ આંખોદ્વારા આંસુરૂપે એજ મુંઝવણ મુસારાબંધ વહેવા લાગી. હવે સૌએ રાજાને આશ્વાસન આપવા માંડયું. મહંતે કહ્યું: "મહારાજ! બડા બજરંગના કોપનું નિવારણ પણ થશે, આપ ચિંતા શાને કરો છો? આ તો એક પ્રકારે બજરંગની આપણા ઉપર કૃપા થઈ છે કે તેણે આપણને અગાઉથી ચેતવણી આપી એટલે આપણે સંકષ્ટોની સામે થવાની બધી તૈયારીઓ કરી શકીએ. કારમું દુ:ખ આવી પડે અને આપણે મુંઝાઇએ તે કરતાં અગાઉથી ચેતવણી મળે એ શું સારૂં નથી? માટે આપ ધીરજ રાખો! ભલે સંકષ્ટો આવે, આપણે સંકષ્ટોની સામે લડવાને પણ સજ્જ થઇને રહીશું!"

અંધારી રાત્રિમાં, ચોમેર છવાયલા ગાઢ વાદળમાં, તારાનો મંદ પ્રકાશ પણ પડતો ન હોય તેવી સ્થિતિમાં, જંગલમાં આથડતા પ્રવાસીને જેમ આગીયાનો પ્રકાશ પણ આશ્વાસનદાયક નીવડે છે અને ઉત્સાહ સ્ફુરાવે છે, તેમ મહંતના આ શબ્દોએ મહારાજાના મનને કાંઇક જોમવંતુ બનાવ્યું. તેનામાં તેથી તત્કાળ ઉત્સાહ તો સ્ફુર્યો નહિ, પણ મગજમાંનો વિષાદનો ભાર સહજ ઓછો થયો અને તેના મુખમાંથી વાણી સ્ફુરી: "મહંત સાહેબ! સંકટોની સામે લડવાનું ચૈતન્ય હવે મારા દેહમાં કે મનમાં એકકેમાં નથી. બજરંગ બાપાએ આવતાં સંકટોની ચેતવણી આપી, પણ ચૈતન્યહીન લડવૈયો એ સંકષ્ટોની સામે શી રીતે લડશે?"

"આપ ચિંતા ન કરો. આપના રાજનિષ્ઠ સેવકો આપને જરાએ ચિંતા નહિ થવા દે." મહંતે કહ્યું.

"મને મૃત્યુની ચિંતા નથી; મૃત્યુ પછીની મને ચિંતા છે. મહંત સાહેબ! મારી એક વિનતિ તમે ન સ્વીકારો?"

"શી વારૂ!"

"આપ મંદારગઢ આવીને થોડો વખત ન રહો ?"

મહંતે ઉપેક્ષાસૂચક સ્મિત કરી કહ્યું: "હું મંદારગઢ આવું ? મારા જેવો સાધુ આપને શી સહાય કરી શકે ?"

"આપ એવી સહાય કરી શકો તેમ છે કે જેવી સહાય કદાચ અન્ય કોઈ ન કરી શકે; માટે આપ પધારો, ભલે થોડો વખત રહેજો, તમે પાસે હશો તો મને કાંઈક ધૈર્ય પ્રાપ્ત થશે."

મહંત કાંઇક વિચારમાં પડયો અને બોલ્યો: "ઠીક, અત્યારે તો હું આપની સાથે ચાલીશ, પછીની વાત પછી."

એટલામાં રાજકુમારી વિલાસ અને તેની સખી રાધા એકદમ દોડતી ત્યાં આવી પહોંચી. બેઉ સખીઓ મહાપૂજા વખતે મંદિરમાં નહોતી અને તેમને આ કારમા બનાવની કશી ખબર નહોતી. તે તો ગઢની બહાર એક રાજસેવકને સાથે લઇને બડા બજરંગની આસપાસનું નૈસર્ગિક સૌંદર્ય જોવા નીકળી ગઈ હતી અને મધ્યાહ્ન થયો હોવાથી હવે આશ્રમ તરફ પાછી ફરતી હતી, એટલામાં તેમને રાજાની આ સ્થિતિ થઇ હોવાના સમાચાર મળ્યા હતા. દોડવાથી બેઉ સખીઓને હાંફ ચડી હતી. માર્ગમાં કાંઇ કાંઇ અમંગળ કલ્પનાઓ પણ તેમણે કરી વાળી હતી. અહીં આવીને પિતાને મહંતની સાથે વાતચીત કરતો જોતાં જ વિલાસનો અર્ધો ભય તો એકદમ ટળી ગયો. તે હાંફતી બોલી: "બાપુ ! આપને શું થઈ ગયું હતું ?"

"કાંઈ નહિ બેટા ! કાંઈ ચિંતા કરવા જેવું નથી. મને જરા મૂર્છા આવી હતી, પણ હવે સારૂં છે."

"પણ કહે છે કે બડા બજરંગ રડયા, એ વાત શું સાચી ?"

"હા, બેટા !" રાજાએ જવાબ આપ્યો.

વિલાસ વિચારમાં પડી ગઈ. પછી તેણે મહંત સામે જોયું. મહંતના વિશાળ ભાલ અને તેજસ્વી નયનના તેજમાં તે અંજાઇ જતી હોય તેમ લાગ્યું. તે તત્ક્ષણ નીચું જોતી બોલી: "આ સ્થાનેથી હવે આપણે જઇએ તો ઠીક, બાપુ !"

"કાલે જ હવે અહીંથી આપણે નીકળી જઇશું અને મંદારગઢ બપોરના પહોંચી જઇશું. શું તને અહીં ગમતું નથી ?"

"ના." એમ કહેતી તે રાધાનો હાથ પકડીને પોતાના ઓરડા તરફ ચાલી ગઇ, કે જ્યાં તેમને માટે ભોજનના થાળ ક્યારનાએ આવ્યા હતા.

તત્કાળ રાજાના, તેના રસાલાના અને મહંત હનુમંતપ્રસાદના પ્રયાણની તૈયારીઓ થવા લાગી. મહંતે પોતાની પાછળ મંદિરની અને આશ્રમની વ્યવસ્થા પોતાના શિષ્ય તથા પૂજારી લક્ષ્મણપ્રસાદને સોંપી અને તેની ઉપર એક વૃદ્ધ વિપ્રને દેખરેખ રાખવા સંબંધી કેટલીક આવશ્યક સૂચના કરી. સાંજસુધીમાં પ્રયાણની સર્વ તૈયારીઓ થઈ ચૂકી અને પરોઢમાં તો સવારી મંદારગઢને માર્ગે પણ પડી ચૂકી.

હરનામ અને સાયરને હવે પોતાના નિવાસસ્થાનમાં સૂનું સૂનું લાગવા માંડ્યું. તેમના ઘા હવે ઠીક ઠીક રૂઝાયા હતા અને પોતાની મેળે તેઓ મલમ લગાવીને પાટા બાંધી શકતા હતા. વૈદની મદદની હવે તેમને જરૂર નહોતી, પરંતુ હજી તેઓ પ્રવાસ કરી શકે તેટલા સાજા થયા નહોતા. આખો દિવસ પથારીમાં પડી રહીને દહાડો કાઢવાનું પણ કેમ ગમે ? જે દિવસે રાજાની સવારી ગઇ તે દિવસે સાંજસુધી તેમણે પોતાના ઓરડામાં રહીને વખત ગાળ્યો, છતાં એકકે વાર રતનમલનું પણ દર્શન થયું નહિ ! દર્દીઓને પાટા બાંધવા માટે હવે રતનમલની જરૂર પડતી નહિ અને મહંત મંદારગઢ ગયા એટલે રતનમલને તો "ગુરૂ ગયા ગોકળ અને પાછળ થઈ મોકળ" તેના જેવું થયું હતું ! છેક બીજે દિવસે સાંજે તેમને રતનમલનું દર્શન થયું. સાયરે કહ્યું : "અરે રતનમલ ! મહંત સાહેબે તો અમને તારા હાથમાં સોંપ્યા છે અને તું દેખાતો પણ નથી !"

"તમને હવે સારૂં થતું આવે છે, પછી મારો શો ખપ છે ?"

"ભૂલી ગયો ? મહંત સાહેબનો આશ્રમ મારે જોવો છે અને તેં તે બતાવવાનું માથે લીધું છે."

"હા હા હા !" રતનમલ પોતાની નબળી સ્મરણશક્તિ ઉપર

હસ્યો અને બોલ્યો : " એ તો હું ભૂલી જ ગયો હતો. મહંત સાબ તો ગયા, પણ લક્ષ્મણદાસજીને......ના, ના, એમાંએ કશું નહિ વળે." થોડી વાર વિચાર કરીને રતનમલ બોલ્યો : " હું તમને કાલે સવારે જવાબ દઇશ." એમ કહી થોડી વાર બેસીને રતનમલ ચાલ્યો ગયો. બીજે દિવસે સ્હવારે તે પાછો આવ્યો અને બોલ્યો : " આજે છેલ્લે પહોરે હું તમને તેડી જઇશ." જો કે હરનામ કરતાં સાયરની ઉત્સુકતા વધુ હતી, છતાં બેઉ જણ આશ્રમ જોવા જવાને તૈયાર થયા. છેલ્લે પહોરે રતનમલ આવ્યો અને બેઉને સાથે લઇને ચાલ્યો.

મંદિર પાછળના આંગણામાં થઇને તેઓ એક ઓરડામાં ગયા. ત્યાં કોઇ નહોતું. રતનમલે ઓરડામાં પડતું બારણું ઉઘાડ્યું, ત્યાં કોઇનો ઉંડાણમાંથી અવાજ આવ્યો : " કોણ ? "

" બાપજી ! એ તો હું રતનમલ ! " રતનમલે જવાબ આપ્યો.

" બહાર બેસો, હું આવું છું." જવાબ આવ્યો.

રતનમલ, સાયર અને હરનામ પાછા પહેલા ઓરડામાં આવ્યા અને ઊભા રહ્યા. એકાદ ઘડી એ રીતે પસાર થઈ ગઇ, એટલામાં ઋષિ જેવો એક વયોવૃદ્ધ પુરૂષ બહાર આવ્યો. તે ઉંચો, શરીરે ભરાઉ દેખાવનો, લાંબી સફેદ દાઢી તથા સફેદ શિખાવાળો અને વિશાળ ભાલ પ્રદેશવાળો બ્રાહ્મણ હતો. તેણે તીવ્ર દૃષ્ટિથી આ બેઉ જુવાનો સામે દૃષ્ટિપાત કર્યો અને પૂછ્યું : " પેલા ઘાયલ થએલા જુવાનો તે આ જ ? "

" હા, બાપજી ! મહંત સાબની તેમની ઉપર કૃપા છે."

" હું તે જાણું છું."

" પણ તેમને આશ્રમ જોવાની ઇચ્છા હતી તે પાર પડે તે પહેલાં તો મહંત સાબ મંદારગઢ તરફ વિદાય થયા. હવે આપ પરવાનગી આપો તો તેમની ઈચ્છા પૂરી થાય."

બ્રાહ્મણે હરનામ અને સાયર તરફ વધારે ભેદક દૃષ્ટિથી જોયું અને કહ્યું : " આશ્રમ જોવાની પરવાનગી આપવામાં તો કશો વાંધો નથી, પણ કાચી બુદ્ધિના માણસો આશ્રમ જુએ છે તેથી કેટલીક વાર

આઠાં ફળ આવે છે, કારણકે તેઓને મનુષ્યના જીવનનો, સંયમનો, સાધનાનો કે એવો કશો અનુભવ હોતો નથી."

સાયર હાથ જોડીને બોલ્યો: "સાચી વાત કહો છો પ્રભુ! અજ્ઞ મનુષ્યોને સંયમ અને સાધનાની કલ્પના હોતી નથી એટલે તે તેમને વિચિત્ર અને અદ્ભુત લાગે જ!"

"પણ તમને તો હું પરવાનગી આપું છું. રતનમલ! જા, તું તેમને બહાદુર પાસે પહોંચાડ એટલે પછી બધી વ્યવસ્થા થઇ જશે. વારૂ, તમે બેઉ સાથે જશો કે એક પછી એક?" બ્રાહ્મણે પૂછ્યું.

"સાથે જ જઇશું."

રતનમલ તેમને બહાદુરમલના નિવાસસ્થાનમાં તેડી ગયો. તેઓ ત્યાં પહોંચ્યા કે તુરત બહાદુરમલ બોલ્યો: "આવો, હું તમને હમણાં જ લઇ જઉં છું હોં. બાપજીનો સંદેશો મને મળ્યો છે."

હુરનામ અને સાયરને નવાઇ લાગી. રતનમલને પણ આશ્ચર્ય થયું. હજી તો તે ત્રણે જણા સીધા બાપજી પાસેથી ચાલ્યા આવતા હતા, તે પહેલાં તો બહાદુરને તેમનો સંદેશો પણ કેવી રીતે મળી ગયો હશે? ત્રણે જણનાં મનના આ પ્રશ્નનો ઉકેલ તેઓ કરી શકે તે પહેલાં તો બહાદુર આગળ થયો અને હુરનામ તથા સાયર તેની પાછળ ચાલ્યા. રતનમલ તેમનાથી છૂટો પડી ઘેર ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૩ મું

### મહંતનું યોગાશ્રમ

વાચકને યાદ હશે કે બડા બજરંગના મંદિરની પાછળના વિશાળ આંગણાની આસપાસ-ત્રણ દિશાએ જે ઉંચા-નીચાં હારબંધ મકાનો આવેલાં હતાં તેમાં જ આશ્રમને નામે ઓળખાતા યોગાશ્રમનો સમાવેશ થતો હતો અને એ મકાનોના જૂદા જૂદા ભાગ જૂદે જૂદે

વખતે બંધાયા હતા એટલે તેમાં અણસરખાપણું વિશેષ હતું. એક બાજુએ મંદિર અને તેની પાછળ વિશાળ ચોકની ત્રણ દિશાએ મકાનો અને મકાનોની આસપાસ મંદિરનો ગઢ એવી રચના એ સ્થાનની હતી. તેમાં ખાસ કરીને મહંતના યોગાશ્રમનો ભાગ મંદિરની પાછળ બરાબર સામેનાં મકાનોની હારમાં આવેલો હતો. આ મકાનોના ભોંયતળીયામાં આશરે વીસેક ઓરડા હતા અને તે બધા ઓરડા પર ઉંચા નીચા બબ્બે માળ હતા. બધાં મકાનો મજબૂત હતાં, પત્થરથી બાંધેલાં હતાં અને ભક્તોની ભક્તિએ તે માટે પૈસા આપવામાં જરાએ પાછી પાની નહિ કરી હોય એમ ઉપલક દૃષ્ટિએ પણ જોઇ શકાતું હતું. આમાંના ભોંયતળીયાના એક ઓરડામાં પેલા વયોવૃદ્ધ બ્રાહ્મણનો નિવાસ હતો.

બહાદુર હરનામ તથા સાયરને પાછા આ સ્થાને જ લાવ્યો. એક નાની સરખી ડહેલીની સાંકળ બહાર વાસી હતી તે તેણે ઉઘાડી અને તેની સાથે હરનામ તથા સાયર અંદર પેઠા. ડહેલીને અંદરથી બંધ કરી દેવામાં આવી. ડહેલીની અંદર એક નાનો સરખો પણ સુઘડ ચોક હતો. હરનામને એ ચોકમાં કશું જોવા જેવું ન લાગ્યું, પણ સાયરની દૃષ્ટિ એક કલાકારની હતી એટલે તે તો એ ચોકમાં ક્ષણભર ઊભો રહ્યો અને ચોપાસ નજર કરી રહ્યો.

ચોક ઉપરથી ખુલ્લો હતો અને તેની બે બાજુએ દિવાલોની અંદર એક એક બારણું હતું. આ બારણાને સાંકળ કે તાળું કશું નહોતું. બહાદુરે તે બારણાંનાં બેઉ કડાં બેઉ હાથે પકડીને ખેંચ્યાં અને તેને ધક્કો માર્યો એટલે બારણાં ઉઘડી ગયાં. એ બારણા વાટે જે ઓરડામાં તેઓ દાખલ થયા તે ઓરડો નાનો હતો અને તેમાં પછીતે પડતી એક નાનીસરખી બારીમાં થઇને સહજ પ્રકાશ આવતો હતો. એ બારીમાંથી બહાર દૃષ્ટિ કરતાં પાછળના ગઢની દીવાલ હતી. ઓરડામાંની પત્થરની સીઢી પર થઇને ત્રણે જણા ઉપર ચડ્યા. આ ઓરડામાં કોઇનો નિવાસ હશે એમ જણાતું હતું. એક દિવાલમાંની નાની પાણીયારીમાં પાણીનું માટલું હતું, એક ખીંટી પર તલ્વાર અને

બીજી પર ઢાલ તથા મ્યાન કરેલી કટાર લટકાવેલી હતી. તે ઉપરાંત થોડાં વાસણ, મેલાં અને ધોએલાં કપડાં, એક ખાટલો, બાજઠ, મધ્યમાં લટકાવેલો હીંચકો એવું કાંઇ કાંઈ ત્યાં હતું. હરનામે તુરત જ બહાદુરને પૂછયું : " અહીં કોઇ રહે છે કે શું ? "

બહાદુરે કહ્યું : " હા, અહીં મહંત સાહેબનો એક વિશ્વાસુ માણસ રહે છે. " એમ કહેતાં બહાદુરે હાક મારી : " અરે ગંભીરમલ ! "

" આવું છું. " પાસેના ઓરડામાંથી કોઇ સ્ત્રીના જેવો તીણો અવાજ સંભળાયો. ક્ષણમાં તો ગંભીરમલ આવીને ઊભો રહ્યો. ગંભીરમલ પાંત્રીસેક વર્ષનો જુવાન હતો, મજબૂત કાઠીનો હતો, ચહેરે ગંભીર અને રૂવાબદાર હતો, આંખે ચંચળ અને તેજીદાર હતો, પરંતુ તેનો સ્વર ખરેખર એક સ્ત્રીનો જ હતો ! પુરૂષનો વેશ ધારણ કરનારી સ્ત્રી તો તે નહોતી જ, તે બદલ હરનામ અને સાયર બેઉની ખાત્રી થઇ ચૂકી હતી, પણ એ ગંભીરમલે પુનઃ શબ્દોચ્ચાર કર્યો : " કેમ બહાદુરમલ ! શું કાંઇ કામ છે ? " એટલે તો બેઉ ભાઇઓને તેના તીણા સ્વથી તે ષંઢ જાતિનો પુરૂષ માલૂમ પડયો !

ગંભીરમલને જંવાબ આપતાં બહાદુરે કહ્યું: " ના, ના, કશું કામ નથી; હું આ બેઉ મહેમાનોને આશ્રમ બતાવવાં લાગ્યો છું અને મેં તને અહીં જોયો નહિ એટલે સહજ પૂછયું. અંદર શું કરતો હતો ? "

" કપડાં ધોયાં છે તે સૂકવતો હતો. "

બહાદુર હરનામ તથા સાયરને લઇને એ જ ઓરડામાં ગયો. ત્યાં કશું જોવા જેવું નહોતું. અહીં એક પત્થરની સીઢી નીચે ઊતરવા માટે હતી તે તેઓ ઊતર્યા. સાયરને લાગ્યું કે જે સીઢી ચડીને તેઓ અહીં આવ્યા હતા તે કરતાં ત્રણગણી લાંબી આ નીચે ઊતરવાની સીઢી હતી ! એ સીઢી ઊતરીને તેઓ જે ખંડમાં આવ્યા તે ખંડમાં તેમને સહજ ભેજવાળી હવાનો સ્પર્શ થયો એટલે તેઓ સમજ્યા કે આ ભાગ જમીનની અંદર બાંધેલો હોવો જોઇએ એટલે કે ભોંયરાનો ભાગ હોવો જોઇએ. આ ખંડમાં કેવળ અંધારૂં હતું, છતાં બહાર

સારી પેઠે પ્રકાશ હોવાથી મ્હોં સૂઝે તેવો સહજ પ્રકાશ હતો. ખંડ તદ્દન ખાલી હતો. એ ઝાંખા પ્રકાશમાં બહાદુર ક્યાં જાય છે અને શું કરે છે તે કશું તેમના જોવામાં આવ્યું નહિ, પણ એક ખૂણામાં નાની બારી જ્યારે ઉઘડી અને તેની પાસે બહાદુરને ઊભેલો તેમણે જોયો, ત્યારે જ હરનામ અને સાયરના ધ્યાનમાં આવ્યું કે પોતાને તે બારી વાટે થઇને આગળ જવાનું હતું. બારીની અંદર તેઓ બહાદુરની પાછળ પેઠા કે તુરત તેઓ સારી પેઠે પ્રકાશવાળા એક ખંડમાં આવ્યા. અંધારામાંથી પ્રકાશમાં આવતાં હરનામ અને સાયરને ઉમંગ આવ્યો.

પણ આ સ્થાન ઉમંગના ફુવારા ઉડાવે તેવું છે તે તો પછીથી તેમના સમજવામાં આવ્યું ! એ એક વિશાળ ખંડ હતો. તેની દીવાલો આસમાની રંગથી રંગેલી હતી અને નરમ ગદેલાવાળાં અનેક સુખાસનો ત્યાં બિછાવેલાં હતાં. નીચેની પત્થરની ફરસબંધી પર મોટો રેશમી ગાલીચો બિછાવેલો હતો, અને મધ્યમાં એક મોટી નરમ ગાદી હતી. એ ગાદીની જ સામે રૂપાનો હિંડોળો હતો અને હિંડોળો મયૂરાસનની હરીફાઇ કરી રહ્યો હોય તેવી રીતે તેની બે બાજુના હાથાને સ્થાને મીનાકારી કામવાળા મયૂરો શોભી રહ્યા હતા. જૂદાં જૂદાં આસનો પર અસ્તર ચડાવેલાં હોવાથી બહાદુરે એક–બે અસ્તર ઉંચાં કરીને આસનો હરનામ તથા સાયરને બતાવ્યાં. સીસમના લાકડાનાં સુંદર કારીગરીવાળાં એ આસનો હતાં. હરનામ તથા સાયરે ગુજરાતના સુલ્તાનની કચેરી સિવાય બીજે ક્યાંય એવાં મૂલ્યવાન આસનો જોયાં નહોતાં. એ ખંડની દિવાલોમાંની ખીંટીઓ પર ચિત્ર વિચિત્ર આકારનાં વાદિત્રો ટાંગેલાં હતાં, તે ઉપરથી બેઉને સહજ ભાન થયું કે આ મહંત મહારાજનું સંગીતભુવન હોવું જોઇએ. બહારથી સાદા, સરલ અને ઉદાર દેખાતા મહંત સંગીતના આવા રસિક હશે તેનો ખ્યાલ અત્યારે તેમને પહેલવહેલો જ આવ્યો. હરનામને એક બ્રહ્મચારી મહંતની આ વિલાસપ્રિયતા રૂચી નહિ, પણ સાયરને મહંતની લલિતકલારસિકતા બહુ ગમી. તેણે મનઃપટ પર સ્વપ્ન

આલેખવા માંડયું કે જ્યારે મહંત આ રૂપાના હિંડોળા પર ઝૂલતા હશે અને સામેની ગાદી પર ગાયકો બેસીને વિધવિધ વાદિત્રોનો તાલસૂર જમાવી સંગીતની રેલ રેલાવતા હશે ત્યારે આ મનોહર ખંડમાં કેવા આનંદના ફુવારા ઉડી રહેતા હશે! આવા એકાદ પ્રસંગનો અનુભવ લીધા વિનાનું તેનું મન અતૃપ્તિનો અસંતોષ ભોગવવા લાગ્યું.

અધઘડી એ ખંડમાંનું મનોહર દૃશ્ય જોઇને બહાદુરની પાછળ પાછળ બેઉ ભાઇઓ આગળ વધ્યા. એ ખંડમાં પડતું એક દ્વાર બહાદુરે ઉઘાડયું અને તેની દ્વારા તેઓ પાસેના બીજા ખંડમાં દાખલ થયા. આ ખંડ કેવળ અંધકારમય હતો અને એક વાબારીયા વાટે સહજ પ્રકાશ માત્ર આવતો હતો. ખંડમાં પહોંચતાં જ એવી દુર્ગંધ આવવા લાગી કે ત્રણે જણાએ નાકે ડૂચો દીધો! સાયર બોલી ઉઠયોઃ "અરર! અહીં આટલી બધી દુર્ગંધ શાની?"

બહાદુર હસીને બોલ્યોઃ "આ ખંડની હેઠળ એક મોટી ખાળ આવેલી છે અને એ ખાળમાં થઇને આશ્રમનું બધું ગંદું પાણી ગઢની બહારના કોતરમાં જાય છે. એ ખાળની આ દુર્ગંધ છે."

હરનામ બોલ્યોઃ "પણ હવે અહીંથી જલ્દી આગળ ચાલો! આવાં સુંદર સ્થાન પાસે જ આવો ગંદવાડ કેમ રાખ્યો હશે?"

એ ખંડમાંનું દ્વાર ઉઘાડીને પાસેના ખંડમાં દાખલ થતાં પુનઃ પ્રકાશનું દર્શન થયું. આ ખંડમાં સુંદરતા હતી પરન્તુ તે સંગીતભુવન કરતાં કેવળ જૂદા પ્રકારની હતી. સુંદરતાની સાથે ત્યાંની મધુર સુગંધ નેત્ર કરતાં નાસિકાને વધારે ઉત્તેજિત કરી રહી હતી. ખંડના ચાર ખૂણાઓમાં સુખડની મનોહર કોતરણીવાળી ચાર બેઠકો હતી અને તેની ઉપર રૂપાની તબકો પડેલી હતી. અત્યારે એ તબકોમાંનાં ફૂલ કરમાઇ ગએલાં હતાં, પરંતુ જ્યારે એ ફૂલ તાજાં હશે ત્યારે તે મધુર પમરાટ ફેલાવી રહેતાં હશે એવી કલ્પના સહજ ઉત્પન્ન થતી હતી. તે ઉપરાંત સ્થળે સ્થળે મનોહર ધૂપદાનીઓ ગોઠવેલી હતી અને તેમાંનાં અર્ધાં બળેલાં સુગંધી દ્રવ્યો સુવાસ પ્રસરાવતાં હતાં. મધ્યમાં સુખડનું

બનાવેલું એક સુંદર વિરામાસન પડેલું હતું અને તેની બે બાજુએ રૂપાની દીવીઓમાં રૂપાનાં કોડીયાંમાં અત્તર પૂરેલાં હતાં. જ્યારે ચોમેર ધૂપદાનીઓમાં ધૂપ સળગતા હશે, અત્તરના દીવા બળતા હશે, પુષ્પોની મધુર વાસ ફેલાતી હશે, અને વિરામાસન ઉપરાંત સુખડની કોતરેલી બીજી બીજી વસ્તુઓમાંથી ફોરમ નીકળી રહેતી હશે ત્યારે આ સ્થાનમાં નાસિકાને કેટલું સુખ—કેટલો આનંદ પ્રાપ્ત થતો હશે તેની કલ્પના પણ સાયરનું મગજ કરી શક્યું નહિ. આ સુવાસિત સ્થળમાં થોડો વખત આરામ લેતા ઊભા રહેવાની હુરનામને ઇચ્છા થઇ પરન્તુ બહાદુર આગળ ચાલ્યો એટલે બેઉ ભાઈઓને તેની પાછળ દોરાવું પડ્યું. તે બોલ્યો : "હવે આપણે મહંત સાહેબના ભોજનગૃહમાં પ્રવેશીએ છીએ."

આ ખંડ પૂર્વે આવેલા બે સુંદર ખંડો કરતાં સહજ નાનો હતો અને તેમાંનું દૃશ્ય કેવળ વિચિત્ર લાગતું હતું. ત્યાં સોના—ચાંદીથી મઢેલા બાજઠ હતા અને સડી ગએલા લાકડાના તથા ભાગી ગએલા પાયાના બાજઠ પણ હતા! સોના—ચાંદીના સુંદર થાળ હતા અને માટીનાં શકોરાં પણ હતાં! બહાદુર બોલ્યો : "અહીં કાંઇ ખાસ જોવા જેવું નથી. જયારે મહંત સાહેબ કોઇ કોઈ વાર અહીં ભોજન કરવા પધારે છે ત્યારે જ ખરેખરૂં જોવા અને જાણવાનું હોય છે."

સાયર ચમક્યો. તેના મગજમાં બુદ્ધિની વિદ્યુત્નો કારમો ચમકારો થયો. અત્યારસુધી જે કાંઇ તેના સમજવામાં નહોતું આવતું તે હવે તેને સમજાવા લાગ્યું. પહેલો અંધકારવાળો ખંડ, બીજું સુંદર સંગીત-ભુવન : ત્રીજો દુર્ગંધવાળો ખંડ અને ચોથો સુગંધ પ્રસારતો ખંડ : પાંચમા ખંડમાં સોનારૂપાના થાળ અને તે સાથે શકોરાં : આ દ્વંદ્વોનો હેતુ શો હશે તે હવે તેને સમજાવા લાગ્યું. તે બોલ્યો : "બહાદુરમલ ! હવે મને મહંત સાહેબની યોગસાધનાનું રહસ્ય સમજાયું. ધન્ય છે એ મહાપુરૂષને કે જે સુવાસિત સ્થાનમાં કે દુર્ગંધમય સ્થાનમાં, સંગીતના સૂરની વચ્ચે કે નીરવ અંધકારમાં મન તથા ઇંદ્રિયોની સમસ્થિતિનો અનુભવ કરે છે! સોનાનો કટોરો અને માટીનું શકોરૂં એ બેઉ જેને મન સરખાં હોય તેના સંયમને કોટિકોટિ નમસ્કાર હો !"

સાગરના આ ઉદ્‌ગારોએ હરનામના મન ઉપર પણ પ્રકાશ નાંખ્યો. તેને પણ હવે મહંતની યોગસાધનાનો ખ્યાલ આવ્યો. બહાદુર બોલ્યો : "જ્યારે મહંત સાહેબ સોનાના થાળમાંથી લીંબડાના પાનનો આધાર કરે છે અને ઘુંટડે ઘુંટડે માટીના શકોરામાંથી કેસરીયું દૂધ પીએ છે ત્યારે તેમના મુખ ઉપરનો સમભાવ જો તમે જુઓ તો તમે તાજુબ થયા વિના ન રહો !"

"અહાહા ! એનું નામ જ સંયમ, એનું નામ જ મનોનિગ્રહ ! બહાદુરમલ ! મહંત સાહેબ એ પ્રયોગો ક્યારે કરે છે વારૂ ?"

"તેનો કશો નિયમ જ નહિ. એમના આહારના પ્રયોગો ઘણી વાર તો કોઇ જાણી કે જોઇ શકતું જ નથી, છતાં એવા પ્રયોગો તે કરે છે ખરા જ. સંગીત જ્યારે ચાલે છે ત્યારે તો સૌ જાણે છે પરંતુ તે નિઃશબ્દ અંધકારમાં દિવસોના દિવસો ગાળે છે ત્યારે ભાગ્યે જ કોઇ જાણે છે. યોગની પ્રક્રિયા ગુપ્ત રાખવી જોઇએ ખરી ને ? બાપજીએ ઘણી વાર આ પ્રયોગો જોએલા, લક્ષ્મણદાસજી પણ કોઇ વાર જુએ છે અને દુર્ગંધવાળા ઓરડામાં બે રાત ને બે દિવસ ઉપવાસ કરીને તે બેસી રહેલા તે તો એક વાર મેં મારી નજરે જોએલું." બહાદુર એમ બોલતો આગળ ચાલ્યો.

ત્યારપછી મહંતનું શય્યાભુવન આવ્યું. તેમાં વચ્ચે સુંદર છત્ર-પલંગ હતો, ભોંય પર પાથરેલી દર્ભની સાદડી હતી અને એક ખૂણામાં અણીદાર ખીલાવાળી બાણશય્યા પણ હતી ! પલંગની શોભા અનુપમ હતી. સવા હાથ ઉંચો રૂનો ગદેલો અને તેની ઉપર નરમ રેશમી ઓસીકાં પડેલાં હતાં, પલંગ ઉપર મચ્છરદાની ઢાંકેલી હતી. વાયુની આવજા માટે બારીયાં સારી પેઠે હતાં. એ ગદેલાં પર પડતાં અધ-ઘડીમાં ઉંઘ આવી જાય તે વિષે સાગરને જરાએ શંકા નહોતી; પરંતુ એ પલંગ પર સૂનાર જ્યારે પાસે પડેલી દર્ભની સાદડી પર કે બાણ-શય્યા પર સૂતો હશે ત્યારે તેની મનઃસ્થિતિ કેવી થતી હશે કિંવા તેને કેટલો મનોનિગ્રહ કરવો પડતો હશે તેની પૂરી કલ્પના પણ સાગર કરી શક્યો નહિ.

બહાદુર બોલ્યો: "બસ, જે જોવાનું હતું તે આપણે જોઈ ચૂક્યા; અહીંથી હવે આપણે પાછા ફરવાનું."

સાયર બોલ્યો: "એમ કેમ? કાન, નાક, જીભ અને ત્વચા એ ચાર ઇંદ્રિયોના નિગ્રહનાં સાધનો આપણે જોયાં; હવે નેત્રનિગ્રહનાં સાધનો હોવાં જોઈએ."

બહાદુરે કહ્યું: "એ તો કોઈને બતાવવામાં આવતાં જ નથી અને મેં પણ કોઈ વાર જોયાં નથી."

"પાસેનો ખંડ શું એ માટેનો જ છે?"

"ના; તેમાં બે દાસીઓનો નિવાસ છે; એ તમારે જોવો હોય તો બતાવું." એમ કહી બહાદુરે દ્વાર ખોલ્યું. એ ખંડ વિશાળ હતો, સારી પેઠે પ્રકાશવાળો હતો અને તેમાં રહેતી બે દાસીઓ દ્વાર ઉઘડતાં જ આશ્ચર્યથી જોઈ રહી. બેઉ વયે જુવાન હતી પણ શરીરે કદરૂપી હતી! તેમનો રંગ કાળો હતો, નાક બેઠેલાં હતાં, એકના વાંસામાં ખુંધ હતી અને એકનો પગ લંગડો હતો! તેઓ ગુપચુપ આ ત્રણે જણને જોઈ રહી. સાયરે તેમાંની એકને સહજ પૂછ્યું: "તમે રાત ને દિવસ અહીં જ રહો છો?"

બેઉ દાસીઓ હસી પડી. બહાદુર બોલ્યો: "તે બેઉ મૂગી અને બહેરી છે."

સાયર અને હરનામ બેઉને અત્યંત આશ્ચર્ય થયું. એ ખંડમાંની દીવાલો પર છૂટક છૂટક ચિત્રો દોરેલાં હતાં. એક ચિત્ર સોળ વર્ષની વયની બાળાનું હતું. સાયર તે ચિત્ર જોવામાં એકદમ લીન થઈ ગયો. સાયરે પૂછ્યું: "બહાદુરમલ! આ ચિત્ર કોનું છે?"

બહાદુર બોલ્યો: "દાનગઢના ઠાકોર ગોપાલસીંગ કરીને એક થઈ ગયા, તેમની દીકરી સોમદેનું એ ચિત્ર છે."

પરતાપ ગઢવીએ કહેલું સોમદેનું કથાનક સાયરને સાંભર્યું, દાનગઢના રાજમહેલનાં ખંડેરોમાં પેલી ઘેલી બની ગએલી દાસીએ પોતાને પહેરાવેલી ચૂડી સાંભરી, સોમદેનું મૃત્યુ સાંભર્યું; એ જ

સોમદેનું લાવણ્ય તથા મુખમુદ્રા સાયર અસાધારણ આશ્ચર્યપૂર્વક જોઈ રહ્યો અને તે ચિત્રદર્શનમાં જ ગુમ બની ગયો. જ્યારે બહાદુરે કહ્યું : "ચાલો હવે આપણે પાછા ફરીએ; નકામું મોડું થાય છે;" ત્યારે એક ઊંડો નિસાસો નાંખીને સાયર પાછો ફર્યો.

## પ્રકરણ ૧૪ મું

### યોગાશ્રમનું અંતરંગ

"બહાદુરમલ્લ! યોગાશ્રમ બતાવીને તમે આજે અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, પરન્તુ મને એક અતૃપ્તિ રહી ગઈ!" યોગાશ્રમની બહાર નીકળતાં સાયરે બહાદુરમલને કહ્યું.

"તમારી અતૃપ્તિ હું જાણું છું. પરન્તુ બાકીના ખંડો કોઈને બતાવવામાં આવતા જ નથી અને તે ઉઘાડવાનાં સાધનો પણ મારી પાસે નથી, એટલે હું તમને તે કેવી રીતે બતાવી શકું?"

"મારી અતૃપ્તિ તમે કહો છો તે નથી—બીજી છે. જે સોમદેનું ચિત્ર તમે મને બતાવ્યું તે ચિત્ર મારે આલેખી લેવું છે, પણ તે તમારી કૃપા વિના બને નહિ." સાયરે પોતાની અતૃપ્તિનો વિષય જણાવ્યો.

"ચિત્ર આલેખી લેવું છે? શું તમને ચીતરતાં આવડે છે!" બહાદુરમલે આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો.

"ચિત્ર ચીતરવાનો મને નાનપણથી જ શોખ છે, અને સોમદેનું ચિત્ર મને બહુ જ ગમી ગયું છે."

બહાદુરમલ જરા ઊભો રહ્યો અને વિચારમાં પડયો. તે બોલ્યો : "બાપજીને જો પૂછું, તો એ ચિત્રની નકલ ચીતરી લેવાની રજા આપે નહિ."

"મહંત સાહેબ અહીં છે નહિ, નહિતો મારા ઉપર તેમની એટલી કૃપા છે કે મને તેવી રજા આપ્યા વિના રહે જ નહિ. અમે

તો હવે અહીંથી બે–ચાર દિવસમાં જવાના છીએ અને મહંત સાહેબ તો શી ખબર ક્યારેય આવે. ”

“ ઠીક, તમને એ ચિત્ર ઊતારી લેતાં કેટલી વાર થશે ? ”

“ ઓછામાં ઓછો અર્ધો દિવસ તો જોઇએ જ. ” સાયર બહાદુરના મુખ તરફ આતુરતાથી જોઈ રહ્યો.

“ વારૂ, ત્યારે તમે એમ કરો. કાલે બપોરે તમે ચીતરવાનાં સાધનો લઇને એકલા મારી પાસે આવો, હું તમને ત્યાં લઈ જઇશ. ” બહાદુરમલના એ શબ્દોથી સાયરને બહુ આનંદ થયો.

બહાદુરમલે વચન આપ્યા પ્રમાણે બીજે દિવસે બપોરે તે સાયરને યોગાશ્રમમાં લઇ ગયો. જે બે મૂગી, બહેરી તથા કુબડી દાસીઓ તે ખંડમાં રહેતી હતી તેમાંની માત્ર એક જ અત્યારે ત્યાં હતી. સાયર સમય ગુમાવ્યા વિના જ પોતાની સાથે આણેલી ચિત્ર-પાટીમાં સોમદેનું ચિત્ર ઊતારવા લાગ્યો.

ચિત્રની રેષાઓ દોરાઈ ગઇ અને તેમાં રંગપૂરણી કરવાની શરૂઆત સાયર કરતો હતો, ત્યાં પેલી મૂગી દાસીએ ચાળા શરૂ કર્યા ! તે સાયરની પાસે આવીને બેઠી અને તેનું ચિત્રાલેખન જોવા લાગી. થોડી વારે તે તેના ખભા ઉપર હાથ મૂકીને સાયર સામે જોઇને હસી પડી. સાયરને તેનો દુરાશય સમજતાં વાર લાગી નહિ. કોઇની પણ પરવાનગી વિના બહાદુરે માત્ર કૃપાની ખાતર પોતાને આ એકાંત સ્થળે એકલો રહેવા દીધો હતો અને ચિત્ર આલેખી લેવાની છૂટ આપી હતી. જો પોતે ગુસ્સો કરીને આ દાસીને તરછોડી કાઢે તો તે રંડા કદાચ કાંઇ ગરબડ મચાવી મૂકે અને ચિત્રાલેખનનો પોતાનો આશય પાર પડયા પૂર્વે પોતાને મુંઝવણમાં આવવું પડે. એવા વિચારને અંતે સાયરે દાસીના ચાળાની દરકાર કરી નહિ, અને અણગમો પણ બતાવ્યો નહિ. દાસીને સાયરનું મૌન ઉત્તેજક થઇ પડયું અને તેણે વ્હાલપૂર્વક સાયરને ગળે હાથ નાંખ્યો ! સાયરે એ ચેષ્ટા જોઇને માત્ર સ્મિત કર્યું અને તે દાસી સામે જોઇ રહ્યો.

દાસીએ ઇશારત કરી સાયરને પૂછ્યું : "તારે પેલો અંદરનો ખંડ જોવો છે ?" સોયરે ડોકું ધુણાવી હા કહી. તત્ક્ષણ દાસી ઉઠી અને તેણે બાજુના ખંડનું જે દ્વાર ત્યાં પડતું હતું તે દ્વાર પાસે જઇને દોરી ખેંચી, થોડી વારે પેલી બીજી કુબડી દાસીએ અંદરથી દ્વાર ઉઘાડયું અને સાયર તેમાં દાખલ થયો. તેની પાછળ દ્વાર બંધ થઇ ગયું અને બીજી કુબડી દાસી ક્યાં જતી રહી તેની તેને ખબર રહી નહિ.

એ ખંડની ચારે દિવાલો પર સુંદર સ્ત્રીઓનાં જ રંગીન ચિત્રો દોરેલાં હતાં ! સાયરને ખ્યાલ આવ્યો કે આ ખંડમાં નેત્રના વિલાસ માટે જેવાં સુંદર ચિત્રો દોરેલાં છે તેથી ઉલટું પાસેના ખંડમાં કુબડી સ્ત્રીઓનાં કે એવાં બીજાં ચિત્રો દોરેલાં હશે અને દૃષ્ટિની ઈંદ્રિયનો સંયમ સાધવા માટે મહંતે આવી રચના કરાવી હશે. તે એક પછી એક ચિત્ર જોવા લાગ્યો. અજ્ઞાતયૌવના મુગ્ધાથી માંડીને મધ્ય વયની સ્ત્રીઓ સુધીનાં એ બધાં અતિ મનોરમ ચિત્રો હતાં. પદ્મિની, ચિત્રિણી અને હસ્તિની સુંદરીઓનાં ચિત્રો ત્યાં હતાં પણ શંખિનીનું એકકે ચિત્ર નહોતું. એકકે એક ચિત્ર જોતાં એ ચિત્રિત રમણીઓના સૌંદર્યમાં ઘડીભર મુગ્ધ થઇ જવાય એવાં મનોરમ એ ચિત્રો હતાં અને એક ચિત્રકારની દૃષ્ટિ તો તે જોઇને મંત્રમુગ્ધ બની જાય તેમાં નવાઇ નહોતી. આ ચિત્રોની સુંદરતા પાસે સોમદેનું ચિત્ર તો કશા હિસાબમાં નહોતું. પોતાને આ સ્થળે લાંબો વખત રહેવા દેવામાં આવે અને આ બધાં ચિત્રોની પ્રતિકૃતિ ઉતારી લેવા દેવામાં આવે તો બહુ સારૂં, એવી અભિલાષા તેને ઉત્પન્ન થઈ પણ તે અભિલાષા પાર પડવાનો સંભવ નહોતો એવું તે જાણતો હતો, એટલે માત્ર નયનોને જેટલો આનંદ મળે તેટલો આનંદ લઇ લેવાની જ તક તેણે સાધી.

બે ઘટિકા સુધી તે એ ચિત્રો જોવામાં જ નિમગ્ન રહ્યો અને પછી પાસેના બીજા ખંડમાં તેણે પ્રવેશ કર્યો. એ ખંડમાં પ્રવેશ કરતાં જ કોઇએ દ્વાર બંધ કરી દીધું ! સાયર ચમક્યો. તેણે દ્વાર ઉઘાડવા યત્ન કર્યો પણ તે ફોકટ ગયો અને તેને લાગ્યું કે પોતે કેદ પુરાયો છે !

દ્વાર ઉઘાડવાનો નિષ્ફળ યત્ન કરીને તેણે ખંડમાં ચોમેર દૃષ્ટિ કરી તો તે ચકિત થઇ ગયો. અહીં કુબડી સ્ત્રીઓનાં ચિત્રો નહોતાં પણ પહેલા ખંડથી પણ વધારે સુંદર સ્ત્રીઓનાં, કેવળ વિષયપિપાસુ નગ્ન સ્ત્રીઓ અને પુરૂષોનાં ચિત્રો હતાં! જ્યાં જ્યાં તેણે દૃષ્ટિ કરી ત્યાં ત્યાં તેને વિષયોન્માદ સિવાય બીજું કશું દેખાયું નહિ! ગમે તેવા સુચરિત્ર પુરૂષ કે સ્ત્રીને પણ ઉન્મત્ત બનાવી દે તેવાં આ ચિત્રો જોઇને સાયર મુગ્ધ બની ગયો. સૌંદર્યની નગ્નાવસ્થા તેણે જીવનમાં જોઇ નહોતી, તે અહીં પહેલી જ વાર જોઇને તે ઉન્મત્ત જેવો બની ગયો અને ઉંડા વિચારમાં પડી ગયો. તે મનમાં બોલવા લાગ્યો: "શું આ મહંતની યોગસાધનાનું સ્થાન હશે? આ સ્થાનમાં રહીને મહંત વિકારરહિત રહેવાના પ્રયોગો કરતા હશે? પણ તેની એ વિચારસરણી આગળ ચાલે, તે પહેલાં તો એક પરમ લાવણ્યવતી રમણી હસતી હસતી તેની સામે આવીને ઊભી રહી!

અત્યારસુધી સાયરે જડ સૌંદર્ય જોયું હતું, હવે જીવંત સૌંદર્ય તેની સમીપે આવીને ઊભું રહ્યું! તે એક અઢારેક વર્ષની બાળા હતી, સુંદર અને બારીક વસ્ત્રો તેણે પહેર્યા હતાં અને એ વસ્ત્રોમાંથી તેનાં અંગોપાંગ સ્પષ્ટાકારમાં દેખાતાં હતાં. તેણે ધારણ કરેલા અલંકારો આછા પરન્તુ મૂલ્યવાન હતા. ચંપાના ફૂલ જેવો તેની ચામડીનો રંગ હતો અને એકેક એક અંગ કોઇ ચતુર કારીગરે આરસમાંથી કોતરી કાઢેલી પૂતળીનાં જેવાં સુપ્રમાણયુક્ત હતાં. તેના વદનમાંથી ફૂટતું હાસ્ય મોહક અને માદક હતું. તેનાં નેત્રોમાંથી તેજનાં કિરણ સ્ફુરીને સાયરનાં નેત્રોમાં પ્રવેશ કરતાં હતાં. સાયરે પૂછ્યું: "તમે કોણ છો?"

"મહંતના આવાસમાં હું કોણ હોઇ શકું?" પેલી રમણીએ સામો પ્રશ્ન કર્યો.

"યોગીઓના આશ્રમમાં યોગીઓનો તપોભંગ કરવાને માટે અપ્સરાઓ આવે છે એવું મેં સાંભળ્યું છે, તેવી કોઇ અપ્સરા તમે હશો!" સાયરે પોતાનું અનુમાન નિવેદન કર્યું.

એ બાળા ખડખડ હસી અને બોલી : "ઇંદ્રલોકની અપ્સરા હું નથી, મૃત્યુલોકની અપ્સરા છું."

"ત્યારે શું તમે મહંતના આ યોગાશ્રમમાં જ રહો છો ?" સાયરે ચમકીને પ્રશ્ન કર્યો.

"ત્યારે બીજે ક્યાં ?"

સાયરે નિઃશ્વાસ નાંખ્યો. તે બોલ્યો : "હું સમજતો નથી કે આ બધું શું છે ? આ પહેલાંના ખંડોમાં મને જે પવિત્રતાનું વાતાવરણ લાગતું હતું તે અહીં કેમ લાગતું નથી ?"

એ બાળા પુનઃ ખડખડ હસી અને બોલી : "અરે મૂઢ ચિત્રકાર ! એ બધા ખંડોમાં તો યોગના તણખા માત્ર હતા; યોગની જ્વાળા તો અહીં જ સળગે છે ! એ જ્વાળામાં સ્નાન કરવા મેં તને બોલાવ્યો છે."

સાયર આ રમણીના શબ્દો સાંભળીને ધ્રૂજી ઉઠ્યો. તેના શરીરે પ્રસ્વેદબિંદુઓ ઝમવા લાગ્યાં. એ રમણીએ એક ડગલું આગળ વધીને સાયરના ખભા ઉપર હાથ મૂક્યો ત્યાં તેણે સખ્ત રોમાંચ અનુભવ્યો. તેણે એ રમણીનાં નેત્રોમાં વિષયોન્માદ તરવરતો જોયો. બે ક્ષણ વિચાર કરીને તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો અને તે ખસીને બે ડગલાં દૂર જઈ ઊભો. રમણી બોલી : "તને અહીં શું ભય લાગે છે ?"

"આ ભયંકર સ્થાનમાં કોને ભય ન લાગે ? તમે અહીં રહો છો છતાં નિર્ભય છો એ જોઇને હું નવાઇ પામું છું. કૃપા કરીને મને અહીંથી જવા દો તો સારૂં."

"મેં તને અહીં માત્ર દર્શન કરવા બોલાવ્યો નથી. જો, મહંત મંદારગઢ ગયા છે, હું એકલી છું, અહીં હું છું તે બે દાસીઓ સિવાય બીજું કોઇ જાણતું નથી. અહીં કશો ભય નથી."

"ભય હોય કે ન હોય; હું મહંત જેવો વિષયપિપાસુ નથી, સુંદરી ! હું પવિત્ર સૌંદર્યનો પૂજક છું; વિષયજ્વાળા મને દઝાડી શકે તેમ નથી, છતાં પ્રેમની જ્વાળામાં મૂગો મૂગો બળી મરતાં હું પાછો હઠું તેમ નથી." સાયરે સખ્ત અને ગંભીર સ્વરે જવાબ આપ્યો.

"ત્યારે શું ખરેખર તારે પાછા જવું છે?" એકદમ પોતાનું સ્વરૂપ બદલાવીને રમણીએ ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"હા."

રમણી એ ખંડમાંના એક મોટા છત્રપલંગની પાછળ ગઇ. ત્યાંનું એક ગુપ્ત દ્વાર તેણે ઉઘાડયું અને સાયરને કહ્યું: "ચાલ, જલ્દી અહીંથી બહાર નીકળી જા."

સાયર ત્યાં ગયો અને બારણામાં તે દાખલ થાય તે પૂર્વે તો રમણીએ તેને ધક્કો મારી દ્વાર એકદમ બંધ કરી દીધું! સાયર એક અંધકારવાળા ઉંડા કોતરમાં અથડાતો-કુટાતો પડચો!

## પ્રકરણ ૧૫ મું

### સંકલ્પ-વિકલ્પ.

બે-ચાર ક્ષણ તો સાયર પોતાનાં શુદ્ધ-સાન વિસરી ગયો, પરન્તુ પછડાટથી બધિર થએલા જ્ઞાનતંતુઓ પુનઃ સતેજ થતાં તે ભાનમાં આવ્યો અને તેણે જોયું કે પોતે એક ઉંડા કોતરમાં પડચો છે જેને માત્ર બે ત્રણ નાનાં જાળીયાં છે પણ તે જાળીયાં વાટે પ્રકાશનાં ઓછાં કિરણો જ પ્રવેશ કરે છે. તે પ્રકાશનાં કિરણો સિવાય બીજે બધે ઘોર અંધકાર વ્યાપી રહેલો છે! પોતે પત્થરનાં પગથીયાં સાથે અથડાતો નીચે પડચો હતો, જ્યાં પોતે પડચો હતો ત્યાં નીચે ખડબચડો પત્થર હતો અને બીજી બધી બાજુએ પણ પત્થરની ખડબચડી દીવાલો સિવાય બીજું કશું માલૂમ પડતું નહોતું! પ્રકાશમાંથી એકદમ અંધકારમાં આવી પડવાને લીધે પહેલાં તો તેને કશું દેખાતું નહોતું, પરન્તુ ધીરે ધીરે એ અંધકારમાં જેમ જેમ તેની દૃષ્ટિ સ્થિર થવા લાગી, તેમ તેમ તેને જણાવા લાગ્યું કે પોતે જે સ્થળે આવી પડેલો હતો તે સ્થળ ભોંયરામાંનો જ કોઈ ખંડ નહોતો પરન્તુ પત્થરની

અંદર કોતરી કાઢેલી ગુફા માત્ર હતી. એ ગુફાને ચણેલી દીવાલો નહોતી, બાંધેલી છત નહોતી, પરન્તુ ચોમેર માત્ર કોતરી કાઢેલો પત્થર જ હતો. પેલી દુષ્ટ રમણીએ પોતાને બહાર નીકળવાનું દ્વાર બતાવીને આ ઉંડી ગુફામાં હડસેલી દીધો હતો, તેમાં તેનો આશય પોતાને રીબાવીને મારવાનો જ હશે, કિંવા પોતાને તેની દુષ્ટ ઇચ્છાને વશ કરવાનો હશે, એમ તે સમજી શકયો હતો, એટલે આ સ્થાનેથી જીવતા નીકળવાની દૂર દૂરની આશા પણ તેને દેખાઇ નહિ. જે જાળીયાંમાંથી પ્રકાશ આવતો હતો તે જાળીયાં અને જે ગુપ્ત દ્વારમાંથી તેને હડસેલવામાં આવ્યો હતો તે દ્વાર, એ સિવાય બીજું કોઇ દ્વાર જ દેખાતું નહોતું; અને એ જાળીયાં તથા દ્વાર પેલા વિલાસભુવન જેવા ખંડમાં પડતાં હતાં, એટલે નાસી છૂટવાની તો કલ્પના જ સાયરના અંતરમાં ઉદ્ભવે તેમ નહોતું.

તે પછડાયો તે જ સ્થળે કેટલીક વાર સુધી તે સ્થિર પડી રહ્યો. તેના માથાને કળ ચડી હતી, શરીરે વાગેલા ઘા ઉપર પાટા બાંધેલા હતા છતાં એ ઘાને ઘસારો પડયો હતો, પરન્તુ તે સિવાય બીજી કશી ગંભીર ઇજા તેને થવા પામી નહિ એટલું તેનું સદ્ભાગ્ય હતું. ત્યાં પડયા પડયા જ તેણે એ ગુફાને ચોમેર જોઇ લીધી, અનેક સંકલ્પો કરી લીધા, નિરાશાપૂર્ણ કલ્પનાઓ કરી લીધી, પોતાને આ વિલાસખંડો જોવાની દુર્મતિ સૂઝી તે માટે પોતાની કુતૂહલપ્રિય વૃત્તિને તે ઠપકો દેવા લાગ્યો, પરન્તુ એક વાર આ ભયાનક સ્થાનમાં આવી પડયા પછી પસ્તાવો કરવો એ કેવળ નિરર્થક હતો. આ સ્થળે પોતાને ભૂખ્યા ને તરસ્યા સડી-સડીને મરવું પડશે કે પોતાને ખાવાનું પીવાનું આપીને માત્ર કેદ જ રાખવામાં આવશે, પોતાને પેલી રમણીની દુષ્ટતાને વશ થવાને સમજાવવામાં આવશે કે કારમા મારાઓ આવી પહોંચીને પોતાની કતલ કરી નાંખશે તે કશું તે જાણતો નહોતો, પરન્તુ સંકટગ્રસ્ત મનુષ્ય જેવી રીતે દૂરની તેમ જ નિકટની, સારી અને માઠી સર્વ પ્રકારની કલ્પનાઓ કરી વાળે છે તેવી કલ્પનાઓ સાયરના મગજમાં એક પછી એક આવવા લાગી.

પોતાને લલચાવીને પેલા સુંદર ચિત્રોવાળા ખંડો ઉઘાડી આપનારી મૂગી દાસી ફરીથી અહીં આવશે ખરી એમ સાયરે માન્યું. "તે આવશે, અને જેવી રીતે મને લલચાવીને એ ખંડમાં દાખલ કર્યો અને પછી કેદ કર્યો, તેવી રીતે તે મને ભ્રષ્ટ કરવાને પણ જરૂર લલચાવશે. તે મારે માટે સ્વાદિષ્ટ ખાવાનું લાવશે, શીતળ જળ લાવશે, મને ભોજન કરાવશે, ફોસલાવશે, સમજાવશે અને છેવટે આ સ્થળેથી મુક્ત થવા માટે એક વાર એ રમણીને તાબે થવાને પણ લલચાવશે; તે વખતે મારે શું કરવું? આ કાળમાં મનુષ્ય કેવળ પવિત્ર રહી શકતો નથી; જીવનનો ભોગ આપવાને બદલે થોડી અપવિત્રતા સ્વીકારી લેવી ને બચી જવું અને પછી અપવિત્રતાનું પ્રાયશ્ચિત્ત કરી લેવું એ શું ખોટું છે? સાયર! તારે જીવવું હોય તો આ સ્થળે આવી ફસ્યા પછી તારે માટે બીજો માર્ગ નથી અને મરવું જ હોય, તો આ પત્થરની દીવાલ સાથે માથું અફાળીને મરી જતાં તને કોઇ રોકવાનું પણ નથી!" વિચારતરંગમાળા ક્ષણ વાર થોભી.

"છટ્! છટ્! આવા નિર્બળ વિચારો મને કેમ આવે છે? બહારવટીયા સાથેની ઝપાઝપીમાં મોતને જાતે નિમંત્રણ કર્યું હતું અને અહીં મૃત્યુનો પ્રસંગ આવતાં હું ભ્રષ્ટતાને સ્વીકારી લેવાની નબળાઇ કેમ કરૂં છું? એ રાંડ બોબડી ભલે આવે, ભલે મને લલચાવે–સમજાવે, મને ભૂખ્યો રાખીને રીબાવી રીબાવી મારવામા આવે તોપણ ભલે, ભૂખનું દુઃખ નહિ વેઠાય તો હું માથું ફોડીને એકદમ પ્રાણને વિસર્જન કરી દેહને સત્વર પીડામુક્ત કરી લઇશ, પરન્તુ ભ્રષ્ટ નહિ થવાના નિશ્ચયમાંથી તો હું નહિ જ ડગું! પણ–પણ કદાચ મને અહીં સમજાવતાં સુધી કેદ જ રાખવામાં આવશે. રોજ રોજ મને ખાવા–પીવાનું આપવામાં આવશે, પરન્તુ જ્યાંસુધી હું તાબે ન થઉં ત્યાંસુધી છોડવામાં નહિ આવે: એમ પણ બને ખરૂં. આ બંધીયાર સ્થળે કેદ થઇને પડ્યા રહેવું એટલે જીવતાં નરકનું દુઃખ ભોગવવું! તે મારાથી વેઠાશે? ખરેખર, એ સંકટ જેવું તેવું નથી! પણ આ

કેદમાંથી છૂટવા માટે હું કાંઇક યુક્તિ કરૂં તો ? એક વાર હું લાચારી બતાવીને એ રમણીને તાબે થઉં અને અહીંથી છૂટકારો મેળવું અને પછી ફરી બેસું! જરૂર પડે તો એ દુષ્ટાનું પણ ગળું દાબી દઇને સ્ત્રીહત્યાનું પાપ વહોરી લઉં તો શું ખોટું છે ? અહીં તેની વ્હાર કરે તેવાં કાંઇ બહુ માણસો નથી. પેલી બે બોબડી દાસીઓને મ્હાત કરતાં વાર લાગે તેમ નથી; અને એમ કરીને નાસી છૂટું! હા, એ ઠીક છે!" પુનઃ ક્ષણભર સાયર વિચાર કરતો થંભી ગયો.

"નહિ, નહિ, આ સ્થળેથી એમ છટકાય તેવું નથી. હા, હું યુક્તિ કરીને બે ત્રણ સ્ત્રીહત્યાઓ કરવામાં ફાવી જઉં ખરો, પરન્તુ તેમ કરવાથી આ ગુપ્ત દ્વારોવાળા ભોંયરાના ખંડોમાંથી સહીસલામત બહાર નીકળી જઇ શકું એ તો શક્ય જ નથી. પેલો બહાદુરમલ્લ કેવી રીતે ભોંયરાનાં દ્વાર ઉઘાડતો અને કેવી રીતે બંધ કરતો તે કશું હું જાણતો જ નથી, એટલે સ્ત્રીહત્યાઓ કર્યા પછી પણ ભોંયરાની અંદર કેદ થયા વિના મારો છૂટકો નથી! પણ આ મારી બધી કલ્પનાઓ ખોટી છે. અહીં મને મારી નાંખવા માટે જ એ દુષ્ટ રમણીએ હડસેલી મૂક્યો હોવો જોઇએ. કાંતો હનુમંતપ્રસાદ પરમ યોગીશ્વર હશે અને કાંતો તે મહાન્ દંભી મહંત હશે! સુંદર સ્ત્રીઓનાં અને નગ્ન વિષયોન્મત્ત સ્ત્રી પુરૂષોનાં સુંદર ચિત્રો તથા આકૃતિઓની વચ્ચે વસીને તે વિષયવાસના જીતવાના પ્રયોગો કરતો હોય એ પણ બનવાજોગ છે. આ સુંદર સ્ત્રીની નિકટમાં રહેવા છતાં તે મનોનિગ્રહ કરવામાં સફળતા મેળવવા મથતો હોય, એ જેવી રીતે બનવાજોગ છે, તેવી જ રીતે તે પતિત થઇને વિલાસ કરી રહેલો હોય અને આ બધો યોગાશ્રમનો ઠઠેરો કેવળ લોકોને દેખાડવા પૂરતો હોય તે પણ બનવાજોગ છે! આ પરમ રૂપવતી રમણીને પોતાના પરિચયમાં રાખ્યા છતાં એ રમણીની વિષયવાસના તૃપ્ત ન થતી હોય, તો તે આ વિષયોન્મત્તતાના ચિત્રમય વાતાવરણમાં ભ્રષ્ટ થવા ફાંફાં મારે તેમાં નવાઇ નથી. મહંત મંદારગઢ ગયો છે એટલે આ સ્ત્રી વિષયલોલુપતાથી

ગાંડી બની ગઇ છે અને મહંત પાછો આવતાં જ પોતાનું પોકળ પકડાઈ જવાની બ્હીકથી તે મને વેળાસર ઠેકાણે પાડ્યા વિના નહિ રહે! મને છૂટો કરીને પોતાનું પોકળ બહાર ખુલ્લું થવા દેવા તો તે ઇચ્છે જ નહિ, એટલે મહંત પાછો આવી પહોંચે તે પહેલાં મને ઠાર કરી નાંખવાનો જ ઇરાદો એ દુષ્ટાનો હોવો જોઇએ! ખરેખર, તે સિવાય બીજો કશો તેનો ઇરાદો નહિ હોય, હોઈ શકે જ નહિ. મનુષ્યનો ઘાત કરવાની હિંમતવાળી–પ્રલયાવહા બુદ્ધિવાળી સ્ત્રી જ આવી ઇચ્છા કરે, મારા જેવાને ફસાવે અને આ ઉંડા કારાગારમાં નિર્દયતાપૂર્વક હડસેલી મૂકે! અહીં પછડાતાં મારો હાથ કે પગ ભાગી જાય એ સંભવિત હતું, છતાં તેની તેને દરકાર નહોતી; તો પછી તે મને ઠાર કરીને આ ભોંયરામાં જ દાટી દેવાની હિંમત શું નહિ ધરાવતી હોય?" એક વાર ફરીથી સાયર વિચાર કરતો અટક્યો.

"બસ! સાયર! તારે માટે હવે મૃત્યુ જ અનિવાર્ય છે! તને મારી નાંખવા માટે જ એ દુષ્ટાએ અહીં હડસેલી દીધો છે! જે વખત જાય છે, તેમાં તે કોઈ તેના જેવા જ નિર્દય મારાને સજ્જ કરી રહી હશે અને અહીં તેને આવતાં હવે કાંઇ બહુ વાર થશે નહિ. મારા જેવો ઘવાયલો, પછડાયલો અને નિઃશસ્ત્ર માણસ આ સ્થળે કશો બચાવ કરી શકવાનો નથી, અહીં જ તે મારા ટુકડા કરી નાંખશે, અહીં જ ખાડો ખોદીને દાટી દેશે, એટલે મહંત પણ તે જાણશે નહિ અને એ દુષ્ટાનો હેતુ પાર પડી જશે!"

આ ભયકારક વિચાર આવતાં તેનું અંતર્ કમકમી ઉઠ્યું. તે આંખો મીંચી ગયો અને ક્ષણભર નિર્વિકલ્પ અવસ્થા ભોગવી રહ્યો. સંકલ્પવિકલ્પોની પ્રતિમાઓ તેનાં માનસ ચક્ષુઓની સમીપે આવીને ઊભી રહેવા લાગી. એ દુષ્ટ રમણી પોતાને એક વાર ફરીથી લલચાવી રહી છે, અને નહિતો મૃત્યુનો ભય બતાવી રહી છે; લલચાવતી વખતે તેનાં નેત્રો, વાણી અને અંગોપાંગમાંથી મધુરતા તથા લાવણ્ય સ્ફુરી રહે છે અને ભય બતાવતી વખતે તેના અંગેઅંગમાં નિર્દયતા

તથા ચંડી સમાન ઉગ્રતા તરવરે છે; સાયરની મનઃસૃષ્ટિ એ મધુરતા અને લાવણ્ય આગળ કલામય બની જાય છે અને નિર્દયતા તથા ઉગ્રતા આગળ ભય અને ક્રોધથી ઉન્મત્ત સરખી બની જાય છે. સંકલ્પ–વિકલ્પની એ માનસ મૂર્તિઓ તેની વૃત્તિઓને ગુંચવે છે, મુંઝવે છે, ફફડાવે છે, છતાં પોતાની અડગતા ઓસરતી નથી તેથી સંતોષ અનુભવે છે, પરન્તુ એટલામાં ખરેખર ક્રોધ જમદૂત જ તેની કલ્પના-ક્ષિતિજમાં ડોકીયું કરે છે! તે પેલો ગંભીરમલ છે! એ ષંઢ શું પોતાને મારી નાંખશે? હા, તે ષંઢ હોય કે ન હોય, પણ તેના હાથમાંના શસ્ત્રમાં તો એવો પ્રભાવ છે કે તે હરકોઇને પ્રાણમુક્ત કરી નાંખે! તેના હાથમાં ખુલ્લી તલ્વાર છે, તેની ભેટમાં બરછી અને જમૈયો છે, તેની મુખમુદ્રામાં નરી ઉગ્રતા ભરી છે અને તે પેલા ગુપ્ત દ્વારમાંથી જ પ્રવેશીને સીઢીનાં પત્થરનાં પગથીયાં ઊતરે છે. ત્રીજા–ચોથા પગથીયાં પર ઊભો રહીને તે પડકારે છેઃ 'કેમ, સાયર! ચાલ ઊભો થઇ જા, મોત તને લેવા આવ્યું છે!' સાયર આ પડકાર સાંભળીને થરથરે છે, તે ગંભીરમલની ક્રૂર મૂર્તિને જોઇ રહે છે પણ તેનાથી એક અક્ષર પણ બોલી શકાતો નથી. ગંભીરમલ એક વધારે પગથીઉં ઊતરે છે, હાથમાંની તલ્વાર ઉગામે છે અને ગુસ્સો કરીને બોલે છેઃ 'કેમ, તું સાંભળતો નથી? તેં તારી મેળે મોતને આમંત્રણ આપ્યું છે અને મોત સામે આવીને ઊભું છે, ત્યારે તું પડી કેમ રહ્યો છે? ચાલ બેઠો થા, માથું ધર, નહિતો મારે તને તારો હાથ પકડીને બેઠો કરવો પડશે!' અને ખરેખર ગંભીરમલ છેલ્લાં બે પગથીયાં પણ ઊતરી જાય છે અને પોતાની નજીક આવીને કાંડું પકડે છે!

સાયરની આંખો ઉઘડી જાય છે, કલ્પનાસૃષ્ટિ ઉડી જાય છે, પણ ખરેખર તેને લાગ્યું કે પોતાનું કાંડું તો કોઇએ પકડ્યું છે! સાયર હજી ભોંયે પડ્યો હતો, તે પોતાના કાંડા પર કોઇનો સાચો સ્પર્શ થતો જોઇને એકદમ ચમક્યો અને બેઠો થઈ ગયો. કાંડું છૂટું થઈ ગયું. તેણે પોતાની આંખો ચોળીને એ ઝાંખા પ્રકાશમાં જોયું કે

કોઇ વયોવૃદ્ધ પુરૂષ પોતાની પાસે બેઠો છે! તેના દાઢી-મૂછના વાળ સફેદ છે, તેનાં આખા શરીરે કરચોલીઓ પડી ગઇ છે, તેની આંખો ઉંડી ઊતરી ગઇ છે, તેના હાડ-માંસ સુકાઈ ગયાં છે, જીવતી પ્રેતમૂર્તિના જેવો તે કોઇ એંશી-પંચાશી વર્ષની વયનો ડોસો છે! આ અંધકારમય એકાન્ત કારાગૃહમાં તે વૃદ્ધ પુરૂષને જોઇને સાયર ચમક્યો, તેને એ સ્વપ્નસૃષ્ટિ હોવાનો ભાસ થયો. પુનઃ તેણે આંખો ચોળીને ઉઘાડી તો તેને ખાત્રી થઈ કે એ સ્વપ્ન નથી પણ સત્ય છે અને પેલો ડેસો કુતૂહલવિવશ દૃષ્ટિથી પોતાની સામે એકીટશે જોઇ રહ્યો છે. તેની ઉંડી આંખો સફેદ વાળથી ઢંકાએલા આખા વદનપ્રદેશમાં ફીક્કી તગતગે છે. તેના વદન ઉપર સ્વપ્નસૃષ્ટિના ગંભીરમલના વદન જેવી સખ્તાઇ નથી પણ મમતાની રેષાઓ છે.

પરસ્પર બેઉ એકબીજાની તરફ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યા અને બે ક્ષણુ સુધી કોઇના મુખમાંથી એકકે શબ્દ નીકળ્યો નહિ.

## પ્રકરણ ૧૬ મું.

### મહંતનું ભેદી જીવન

**સા**યરના મુખમાંથી પ્રથમ પ્રશ્ન નીકળ્યો: "અહો, વૃદ્ધ પુરૂષ! તમે કોણ છો? તમે પણ શું મારી પેઠે અહીં દુર્ભાગ્યના ભોગ થઈ પડયા છો?"

ભારી ગભરામણથી ડસડસી રહેલું હૈયું એકાદ મમતાળુ શબ્દનો ટકોરો પડતાં જ એક યા બીજા રૂપે વહી નીકળે છે. દુઃખના લાંબા દિવસોમાં આશ્વાસનનો છાંટો કે સહાનુભૂતિનો શબ્દ પણ ન સાંભળ્યો હોય એવી નવોઢાની સ્થિતિ કપરા સાસરિયામાં કેવી હોય છે? અને જ્યારે તેને કોઇ આશ્વાસન આપનાર આપ્તજનનો સહવાસ થઇ આવે છે ત્યારે તેનું હેયું શું ચક્ષુદ્વારમાંથી નીતરી જવું હોતું નથી? કાળાં

પાણીમાં વર્ષો ગાળતી વખતે અકસ્માત્ એકાદ સ્નેહીનું હૃદય પોતા પ્રત્યે દ્રવતું દેખાતાં જ એ કાળા પાણીના કેદીનું હૃદય શું દ્રવવા લાગતું નથી ! સાયરનું પહેલું વેણ સાંભળતાં જ એ કોતરના કારાવાસી વૃદ્ધની ઉંડી–ફીક્કી આંખોમાંથી અશ્રુધારા વહી નીકળી. વીસ વીસ વર્ષથી તે આ કારાવાસમાં પડયો હતો, સહાનુભૂતિનો એક શબ્દ પણ તેણે સાંભળ્યો નહોતો, કોઇ પણ બહારના પુરૂષનું મ્હોં સરખું તેની દૃષ્ટિએ પડયું નહોતું, પછી વાતચીત કરવાની તો હોય જ ક્યાંથી ? તેણે સાયરને કહ્યું : " ભાઇ ! મારી વાત હું પછી કહીશ, પણ કહે, તું આ કેદમાં શાથી પડયો ? "

સાયરે પોતાની બધી વાત કહી સંભળાવી. પોતે ગુજરાતમાંથી આ તરફ આવતો હતો, તેવામાં લૂંટારાઓ સાથેની મારામારીમાં ઘવાયો, મહંતને ત્યાં મહેમાન થયો, પકડાએલો લૂંટારો નાસી છૂટયો, એટલામાં મંદારગઢથી મહારાજ ઇશ્વરસિંહ આવ્યા, તેમણે મહાપૂજા કરાવી અને બડા બજરંગ રડયા, મહારાજા ગભરાઇ ગયા, મહંત તેમની સાથે મંદારગઢ ગયા, પાછળ પોતે યોગાશ્રમ જોવા આવ્યો અને બીજી વાર એક ચિત્ર દોરવા આવ્યો, એટલામાં પોતે કોઇ રમણીની વિષયી દૃષ્ટિનો ભોગ થયો અને છેલ્લે ભ્રષ્ટ થવાની ના કહેવાને લીધે પોતાને આ કારાવાસમાં પડવું પડયું એ બધી વાત તેણે એ વૃદ્ધ પુરૂષને કહી સંભળાવી.

વૃદ્ધ પુરૂષ થોડી વાર વિચારમાં પડી ગયો અને પછી બોલ્યો : " મહંત મંદારગઢ શામાટે ગયા છે ? "

" બડા બજરંગ રડયા, તેથી મહારાજ બેભાન થઇ ગયા અને પછી મહારાજ બહુ આગ્રહ કરીને મહંતને મંદારગઢ લઇ ગયા છે. આટલી વાત મેં સાંભળી છે, વધુ કશું હું જાણતો નથી. "

" કશી ફીકર નહિ ! એ દુષ્ટના પાપનો ઘડો હવે ભરાય છે, પણ એ ઘડો ભરાઇને ફૂટે ત્યારે હું જીવતો હોઇશ કે નહિ તેની જ મને ચિંતા થાય છે ! " વૃદ્ધ પુરૂષે કહ્યું. આંસુથી ભીંજાયલી તેની આંખોમાં જ કારમો ક્રોધ તગતગ્યો.

સાયર નવાઇ પામ્યો, તેણે પૂછ્યું: " એ દુષ્ટ કોણ ? "

" મહંત પોતે ! "

" મહંત પોતે દુષ્ટ ? અરે, એ તો મહાન્ તપસ્વી છે, પરમ યોગી છે, બડા બજરંગના કૃપાપાત્ર છે, મહારાજ ઇશ્વરસિંહના એ પરમ વિશ્વાસુ મનાય છે : શું તેને તમે દુષ્ટ કહો છો ? "

વૃદ્ધ પોતાની ફાટી આંખે સાયર ભણી અર્થસૂચક દૃષ્ટિથી તાકી રહ્યો. તેના શરીરની નસોમાં તપવા માટે હવે લોહી રહ્યું નહોતું, પરન્તુ તેના કપાળ પરની નસો ખેંચાતી માલૂમ પડતી હતી. કેટલીક વાર સુધી ટગર ટગર જોઇને તે બોલ્યો : " જુવાન ! તારૂં નામ શું ? "

" મારૂં નામ સાયર ! "

" ભાઈ સાયર ! એ દુષ્ટ મહંતનાં પાપોને ઢાંકવા માટે જ હું અહીં વીસ વરસથી કેદ પુરાયો છું ! "

" વીસ વરસથી તમે અહીં રહો છો ? " સાયરે ચમકીને પૂછ્યું.

" હા, વીસ વરસથી હું અહીં કારાવાસમાં છું. મારી વય તું કેટલી સમજે છે ? "

" પંચાશી વર્ષ તો થયાં જ હશે. " સાયરે અનુમાન કર્યું.

" ના, તેથી માત્ર અર્ધાં ! મને બેંતાળીસ વર્ષ થયાં છે; હું બાવીસ વર્ષનો તારા જેવડો જ જુવાન હતો ત્યારે અહીં કેદ પુરાયો હતો. મારા દેહે સજેલો આ બધો વૃદ્ધાવસ્થાનો સ્વાંગ—સફેદ વાળ, કરચોલીવાળી ચામડી અને શોષાઇ ગએલાં ગાત્રો—જોઇને તું મારી પંચાશી વર્ષની ઉમર ધારતો હશે, પણ ખરેખર તેમ નથી. આ અંધકારમાં, એકાન્તમાં, મનઃકષ્ટમાં દુઃખી જીવન ગાળવાને પરિણામે હું અકાળે વૃદ્ધ થયો છું, ભાઇ ! "

સાયર જેમ જેમ આ વૃદ્ધનું કથાનક વિશેષ સાંભળતો હતો, તેમ તેમ તે વધુ ને વધુ આશ્ચર્યમાં ડૂબતો જતો હતો અને વધુ વધુ રહસ્ય જાણવાને નવીન પ્રશ્નો તેના મનમાં ઉપસ્થિત થતા હતા. તેણે પૂછ્યું: " પણ કયા અપરાધે તમને આમ કારાવાસી કર્યો ? "

“ મારો અપરાધ એ છે કે જગત્ હજી જોઇ શક્યું નથી એવું એક અત્યંત રહસ્યમય કાર્ય મેં મહંતને કરી આપ્યું હતું, જેના બદલામાં એ દુષ્ટ મહંત મારૂં ખૂન કરવા તૈયાર થયો હતો, પણ મારી બહુ આજીજીથી જ તેણે મને આ કારાવાસમાં જીવતો રહેવા દીધો છે !”

“ ઓહો ! એવું કાર્ય તમે શું કર્યું હતું કે જેના બદલામાં તે તમારૂં ખૂન કરવા તૈયાર થયો ?”

“ ભાઈ સાયર ! અહીં કેદ પુરાયા પછી બહારના કોઇ પણ પુરૂષનો મને મેળાપ થયો હોય તો તે તું પહેલો જ છે ! અને સૌથી પહેલી જ વાર તારી પાસે હું એ રહસ્ય ખુલ્લું કરૂં છું કે બડા બજરંગ જે રડે છે અને હસે છે તે એ મૂર્તિના મસ્તકમાં મેં કરેલી કરામતનું પરિણામ છે ! હું એક શિલ્પી છું. મેં એ મૂર્તિના મસ્તકમાં બે કરામતો કરી છે. એક કરામત મૂર્તિના મુખમાંથી ધીરે ધીરે જળ વહે તેવી અને બીજી તેની આંખોમાંથી જળ વહે તેવી છે. એ મૂર્તિના મસ્તકમાં ભરેલુ જળ ટીપે ટીપે ટપકીને અંદરના એક બીજા ખાડામાં પડે છે અને જ્યારે એ ખાડો પૂરો ભરાઇ જાય છે ત્યારે પાણી કેટલીક વારે વહીને આંખો કે મુખદ્વારા ધીરે ધીરે વહે છે. આથી જો રાત્રે પાણી ભરી રાખ્યું હોય તો બે કે ત્રણ પહોરે મુખ કે આંખોમાં પાણી ધીરે ધીરે વહે એવી એ રચના છે. મહંત કોઈ વાર બડા બજરંગને હસાવે છે તથા કોઇ વાર રડાવે છે અને એ રીતે તે આ પ્રદેશના લોકોને ભ્રમાવી, બડા બજરંગના ચમત્કારિક પરચાની વાતો ફેલાવી ભારે જાત્રા ચલાવે છે તથા જાત્રાને પરિણામે ધન પણ એકત્ર થાય જ અને એ ધનથી આજે હનુમંતપ્રસાદ મોજ કરે છે !”

“ હં; એ કરામત તમે કરી આપી અને તમે તે ખુલ્લી કરી દો નહિ તેટલા માટે તેણે તમને પૂરી રાખ્યા છે, એમ જ ને ?”

“ [illegible] એમ જ !”

“ ત્યારે લોકોને ભ્રમાવવા આવું કપટ કરનાર એક યોગી નહિ પણ પૂરો હરામખોર હોવો જોઇએ.”

"એમાં શો શક ? આ યોગાશ્રમ એક કેવળ દંભમંદિર છે. ઇંદ્રિયદમનના ઓરડાઓ તેં જોયા હશે, તે કેવળ લોકોમાં પોતા પ્રત્યેની ભક્તિ વધારવા માટેની દાંભિક રચના જ છે. મહંત એમાંના એકે ઓરડામાં જઇને ઇંદ્રિયદમન કરતો જ નથી; તે તો વિલાસભુવનમાં વિષયોન્મત્ત ચિત્રોની વચ્ચે પડી રહે છે, અને સ્ત્રીઓ સાથે વિષયસેવન કરે છે!! જે સ્ત્રીએ તને અહીં ધકેલી મેલ્યો છે તે સ્ત્રી તેની પ્રિયતમા છે, પણ એ પહેલી જ પ્રિયતમા નથી. એવી તો દસેક પ્રિયતમાઓ અહીં આવી અને ગઈ!!"

"હેં હેં, શું કહો છો ?"

"હા! યૌવનના મળસ્કામાં વિહાર કરતી એકાદ રમણીને તે પોતાના વિલાસભુવનમાં પૂરે છે, વર્ષ–બે વર્ષ તેનું યૌવન લૂટે છે અને પછી તેને ગુપ્ત રીતે દૂર દૂરના દેશમાં ક્યાંય મૂકી આવે છે!"

"અહાહા!" સાયર આંખો મીંચી ગયો: "ત્યારે તો આ યોગાશ્રમ નથી પણ વિષયાશ્રમ જ છે! પણ એ દુષ્ટને વર્ષે ને બે વર્ષે એવી સ્ત્રીઓ કેવી રીતે મળી આવતી હશે?"

"મહંત સાહેબ કર્ણેન્દ્રિયના સંયમ માટે ઘણી વાર નાચગાન કરાવે છે, એટલે દૂર દૂરના દેશમાંથી અહીં નાચગાનનો ધંધો કરનારી ગણિકાઓ આવે છે, તેમની પાસે જુવાન છોકરીઓ હોય છે, તેમાંથી એકાદને તે મ્હોંમાંગ્યું મૂલ્ય આપીને ખરીદી લે છે!"

"શું પહેલેથી જ આ મહંત આવો વ્યભિચારી હતો?"

"ના. પહેલાં તે સારો અને પવિત્ર બ્રાહ્મણ હતો, પણ ધીમે ધીમે તેનું પતન થતું ગયું. તેણે કાશીમાં વિદ્યાભ્યાસ કરેલો છે. વિદ્યાભ્યાસ કરીને પાછા ફરતાં બાવીસેક વર્ષની વયે તેણે આ હનુમાનના નાનાસરખા મંદિરમાં રહી સેવાપૂજાનો આરંભ કર્યો, તેની સાથે એક બીજો મોટી વયનો બ્રાહ્મણ પણ હતો અને તે તેની સાથે જ અહીં રહ્યો. ધીરે ધીરે તેમના સુચારિત્ર્યની અને પવિત્રતાની વાતો પ્રસરી એટલે ભુલાઇ ગએલા હનુમાનના મંદિરની ખ્યાતિ પ્રસરવા

લાગી. આ હનુમંતપ્રસાદ જેમ જેમ લોકોની આસ્થા વધતી ગઈ તેમ તેમ લોભી થવા લાગ્યો. થોડી ઘણી યોગની પ્રક્રિયાઓ તે શીખ્યો હતો તેને તેણે પોતાના લોભને સંતુષ્ટ કરવાનું સાધન બનાવ્યું! લોકોએ યોગાશ્રમને માટે ખરડો કરી આપ્યો એટલે તેણે આ ભોંયરૂં કરાવ્યું અને ધીરે ધીરે તેમાંના જૂદા જૂદા ભાગો વધાર્યા. આ ભોંયરાના બાંધકામમાં હું એક શિલ્પી હતો. કામ પૂરૂં થયું એટલે મને તેણે રોક્યો અને મૂર્તિની અંદર કરામત કરાવી. ભોંયરૂં તૈયાર થયું ત્યાંસુધી તેનાંમાં વિષયનો તણખો સળગ્યો નહોતો, પરન્તુ ગુપ્ત સ્થાનની સાથે તેના ભેદો અને રહસ્યો પણ આવે છે, તેમ મહંતનું પતન એ ભોંયરાવાટે ધીરે ધીરે આવવા લાગ્યું. આમાં તેની સાથે જે એક બીજો બ્રાહ્મણ હતો તે ભળ્યો નહિ, ભ્રષ્ટ થયો નહિ, પણ આ સ્થાનનો વૈભવ છોડીને ચાલ્યા જવાનું તેને ગમ્યું નહિ એટલે તે હનુમંતપ્રસાદનાં પાપકર્મોનો સાક્ષીભૂત બનીને રહ્યો છે."

"પેલો બાપજી કહેવાય છે તે જ એ કે?"

"હા, તે જ. તે બિચારો સારો માણસ છે, પણ નબળા મનનો છે, એટલે હનુમંતપ્રસાદની આજ્ઞા પ્રમાણે જ વર્તે છે અને પોતાનું રહસ્ય એ નહિ ફોડે એવી હનુમંતપ્રસાદની ખાત્રી પણ છે. જો એવી તેની ખાત્રી ન હોત, તો જેવી મારી દશા થઈ છે તેવી તેની દશા ક્યારનીએ થઇ હોત!"

"સમજ્યો. ત્યારે આ મંદિર, આ આશ્રમ અને આ મહંત બહારથી જેટલાં ઉજળાં દેખાય છે તેટલાં જ કાળાં તે અંદરથી છે, એમ જ. અહાહા! દુનિયામાં ધર્મને નામે જેટલો ઢોંગ, કપટ, દુષ્ટતા અને અત્યાચાર ચાલે છે તેટલાં બીજા કોઇ નામે નહિ ચાલતાં હોય. પરમ યોગી તરીકે ઓળખાતો મહંત પહેલાં યોગભ્રષ્ટ થયો અને તેમાંથી પતન પામતાં પામતાં તે આજે વિષયની આગમાં સળગી રહ્યો છે! ભલા ભગવાન! તારી લીલા અજબ છે!

"જો, હવે હું એક ભવિષ્ય ભાખું. એ લુચ્ચો મંદારગઢ ગયો

જે તેને મહારાજ પોતાની ઇચ્છાથી તેડી ગયા હશે, પણ ત્યાં તે કાંઈ [illegible] માથર્મા વિના રહેશે નહિ." એ વૃદ્ધ શિલ્પીએ કહ્યું.

"તમારું અનુમાન સાચું છે. દુષ્ટ માણુસ જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં પોતાની દુષ્ટતાનો પરિચય કરાવ્યા વિના રહેતો જ નથી. પણુ આ બધો ગુપ્ત ભેદ કોઇ નહિ જાણુતું હોય ?"

"ના, પેલી બે મૂગી દાસીઓ છે તે કેટલુંક જાણે છે, પણુ તે કોઇને કહી શકે નહિ કારણુકે તેને વાચા નથી. તે સિવાય મહંતનો તાપ એવો છે કે કોઇ કશો ભેદ જાણુવાનો યત્ન જ કરે નહિ. ગુપ્ત દ્વારો એવાં છે કે જે ઉઘાડતો–બંધ કરતો હોય તે જ બધું જાણે. આ કારણુથી આ યથાસ્થિત રહસ્ય કોઇ પરાયાના જાણુવામાં ભાગ્યે જ આવી શકે; છતાં પેલો વૃદ્ધ બ્રાહ્મણુ બધુંએ જાણે છે હોં !"

"ઠીક..." સાયરે પૂછ્યું: "ત્યારે તમે અહીં શું બેસી જ રહો છો ? તમારો વખત કેમ જાય છે ?"

"ઉઠ, મારી સાથે ચાલ, હું તને બતાવું કે હું મારો વખત કેમ ગાળું છું."

વૃદ્ધ શિલ્પી અને સાયર બેઉ ઉઠયા.

## પ્રકરણુ ૧૭ મું

### જીવનના આલંબનરૂપ કલાસર્જન.

એ અંધકારવાળા ભોંયરાના ખંડમાં શિલ્પી સાયરનો હાથ પકડીને ધીરે ધીરે આગળ ચાલ્યો. થોડાં ડગલાં આગળ જતાં એક સળંગ દીવાલની અંદર નાનો દરવાજો આવ્યો. એ દરવાજાની અંદર શિલ્પી સાયરને દોરી ગયો અને તેમાંનું દશ્ય જોઇને સાયર સ્તબ્ધ થઇ ગયો.

એ ખંડ ભોંયરાનો જ એક ભાગ હતો. તેની અંદર હવા

અને પ્રકાશને આવવા દેવા માટે છતમાં એ બાકોરાં હતાં અને એ બાકોરાં ઉપર મંદિરની આસપાસનો ગઢ આવેલો હતો, પરન્તુ ગઢની અંદર સળંગ બાકોરાં હોવાથી ગઢની ટોચ ઉપરથી પ્રકાશ અને હવા ભોંયરાની અંદર દાખલ થતાં હતાં. આ પ્રકાશ જોઇએ તેટલો જીવન-દાયક નહોતો. મધ્યાહ્નને તે સારી પેઠે દેખાતો પણ સ્હવાર સાંજ પ્રકાશ ઝાંખો રહેતો. હવાની આવજા પણ સાધારણ થતી હતી અને એ ભોંયરામાં રહેનારા એક માણસને જીવવા દેવાને તે પૂરતી હતી મધ્યાહ્નના પ્રકાશમાં સાગરે જોયું કે આ આખો ખંડ એક ખડકની અંદરથી કોતરી કાઢેલો હતો અને કોતરકામ એવું મનોહર હતું કે જાણે મોગલ કાળના કોઈ બાદશાહના દિવાનખાનાના ખંડમાંનું એ કોતરકામ હોય ! નીચેની ફરસબંધી પત્થરની હતી પણ તેને ઘસીને સારી પેઠે સુંવાળી બનાવી હતી. આસપાસની ચારે દીવાલો ફૂલવેલની કોતરણીથી ભરચક હતી અને મધ્યમાં થોડે થોડે અંતરે નાની નાની મનોહર પ્રતિમાઓ કોતરવામાં આવેલી હતી. એક બાજુએ એ પ્રતિ-માઓ રામ, કૃષ્ણ, અર્જુન, યુધિષ્ઠિર, હનુમાન, શંકર, બુદ્ધદેવ ઈત્યાદિ દેવ પુરૂષોની હતી; તેની સામેની દીવાલમાંની પ્રતિમાઓ સીતા, દ્રૌપદી, રુકિમણી, પાર્વતી ઇત્યાદિ દેવીઓ અને સતીઓની હતી. ત્રીજી દીવાલે સુંદર પુરૂષ પ્રતિમાઓ હતી અને ચોથી ઉપર અપ્સરાઓની પ્રતિમાઓ હતી. ખંડમાં પ્રવેશ કરવાના દરવાજાની બરાબર સામે એક મોટી હનુમાનની પ્રતિમા હતી અને એ પ્રતિમાની આજુબાજુએ અપ્સરા-ઓની પ્રતિમાઓ આવી રહેલી હતી. છતની કોતરણીમાં પણ વિધ-વિધ આકૃતિઓ કાઢવામાં આવેલી હતી અને એ બધું દશ્ય ઘડીભર આનંદથી જોઈ રહેવા જેવું જ નહિ પણ સાગર જેવા કલાપ્રેમીને માટે તે એક અભ્યાસના વિષય જેવું હતું. મંત્રમુગ્ધ દૃષ્ટિથી સાગર બધું જોઇ રહ્યો અને આ સુંદર કારીગરી કરનારની પ્રશંસા કરી રહ્યો.

શિલ્પી સાગરના ખભા પર હાથ મૂકીને બોલ્યોઃ "ભાઇ સાગર ! વીસ વરસ મેં આ કારાગૃહમાં કેવી રીતે ગાળ્યાં તેનો જવાબ

આ મારૂં કામ છે. જ્યારે મને કેદ પૂરવામાં આવ્યો ત્યારે જે પહેલા ખંડમાં તું પડયો હતો અને જ્યાં હું તને આવીને મળ્યો તે એક ખંડ માત્ર હતો પરન્તુ સમય ગાળવા માટે અને માનસિક અંધકારને બાળીને માનસિક પ્રકાશ વડે મનને ખોરાક આપવા માટે મેં આ પ્રવૃત્તિ આદરી અને મહંત પાસે મેં જોઇતાં સાધનોની માંગણી કરી. મહંતે મને જોઇતાં સાધનો આપ્યાં અને મારો હથોડો તથા ટાંકણું મેં ચલાવવા માંડયાં. જેમ જેમ હું મારા કામમાં આગળ વધતો ગયો તેમ તેમ મને ખંત તથા ઉત્સાહ મળવા માંડયાં અને શરૂઆતનું કેટલુંક કામ તો મેં ઝડપથી કરી નાંખ્યું; પરન્તુ મનોવૃત્તિને જૂદા જૂદા વિષયોનું પોષણ નહિ મળવાથી મનની જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિ હું અનુભવવા લાગ્યો. મને જીવન અકારૂં લાગવા માંડયું. ઘણી વાર હું આત્મઘાત કરીને જીવનનો અંત આણવા તત્પર થઇ ગયો હતો. મહંત મારો ઘાત કરવા તત્પર થયો હતો, ત્યારે મેં આજીજી કરીને જીવનદાન માંગ્યું હતું અને આ કારાગૃહનિવાસ ખુશીથી કબૂલ કર્યો હતો, પરન્તુ જેમ જેમ મારી વૃત્તિઓ કારાગૃહના કરાળ દંશનો અનુભવ કરવા લાગી, તેમ તેમ મારો જીવનમાંનો રસકસ ઉડી જવા લાગ્યો. આવે વખતે મહંત કોઈ વાર મને ધીરજ આપતો, પણ મને મુક્ત કરવાની વિનતિ કોઇ પણ રીતે સ્વીકારતો નહિ ! મેં તેને ઘણીએ વાર વચન આપ્યું હશે કે જો તું મને અહીંથી છૂટો કરે તો હું અહીંથી હજારો ગાઉ દૂર ચાલ્યો જઉં અને ફરીથી આ પ્રદેશમાં જીવનમાં કોઈ વાર પણ આવું નહિ, પણ તે મારા વચન ઉપર વિશ્વાસ રાખવાની સ્પષ્ટ ના કહેતો, પછી મને કારાગૃહમાંથી મુક્ત કરવાની હા તો તે કહે જ શાનો ? ”

“ વારૂ.” સાયરે પ્રશ્ન કર્યો: “ તમને કોઈ વાર માંદગી પણ આવી હશે, ત્યારે પણ શું તમે અહીં જ પડયા રહેતા ? ”

“ માંદગીમાં મહંત મારી પર થોડી કૃપા કરતો. તે મને ઉપર લઈ જઇને એક ઓરડીમાં ગોંધી રાખતો અને ઔષધો મંગાવી

આપતો; પણ હું જરા તરા સાજો થઉં કે તુરત પાછો અહીં જ મને લાવી રાખવામાં આવતો. અહીં મારે માટે રોજ બે વખત ભોજન આવે છે. પેલી મૂગી દાસીઓ જ અહીં ભોજન લાવે છે. ભોજન સારૂં હોય છે. ન્હાવાની અને હાજતે જવાની વ્યવસ્થા આગલા ખંડના એક ભાગમાં કરવામાં આવી છે. એટલે કોઈ પણ જરૂરીયાતને માટે મને બહાર નીકળવાની ફરજ પડતી નથી; પરન્તુ કોઇ કોઇ વાર જ્યારે મને બહારની દુનિયા સાંભરી આવે છે, ત્યારે હું એટલો અકળાઇ જઉં છું, ભાઇ સાયર! કે દિવસોના દિવસો સુધી હું રડયાં કરૂં છું. મારાં એ આંસુ મહંતે પણ અનેક વાર જોયાં છે પણ તેને દયા આવી નથી. આ દુઃખમાં હું આટલું જીવી શક્યો છું તે પણ માત્ર આ મારી કલાકૃતિઓના આલંબનથી જ. તેમણે મારામાં ઘણી વાર ઉત્સાહ પ્રેર્યો છે અને જીવન આપ્યું છે. છતાં બેંતાળીશ વર્ષની વયે હું પંચાસી વર્ષનો દેખાઉં છું અને મારા શરીરમાં માત્ર હાડકાં અને ચામડાં રહ્યાં છે!"

"તમે અહીં જ આટલાં વર્ષો ગાળ્યાં હોવાથી તમે મહંતના ભેદી જીવનનો વધારે ખ્યાલ ધરાવતા હશો, કે જેવો ખ્યાલ બીજા કોઇને નહિ હોય."

"હા, એમ જ. કદાચ કોઇને સહેજ ખ્યાલ હોય, તોપણ તે અધૂરો અધૂરો ખ્યાલ હશે. અહીં ચાલતી સ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ જો કોઈને પણ હોય તો તે એક પેલા બાપજીને અને બીજો મને છે. એ બાપજી બિચારો ભલો ભોળો બ્રાહ્મણ છે, કોઇ કોઈ વાર મહંતને કાંઇ શિખામણ પણ આપતો હશે, પણ તેનું કશું ચાલતું નથી અને વળી તે એટલા નિર્બળ મનનો છે કે તે આ સ્થાન છોડવાની હિંમત પણ ચલાવી શકતો નથી!"

સાયરને હવે પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો અને તે ઉંડા વિચારમાં પડી ગયો. થોડી વારે તેણે પૂછ્યું: "ત્યારે શું મારે પણ તમારી સાથે અહીં કારાવાસમાં જ રહેવું પડશે? શું હું પણ તમારી પેઠે જીવનભર આ કેદમાં જ સડીશ?"

"તારો કાંઈ ગંભીર દોષ નથી. વળી તું મહંતનો અપરાધી નથી પણ તેની પ્રિયતમાનો અપરાધી છે અને મહંત આવ્યા પછી એ રાંડ તારી ઉપર કેવો આરોપ મેલે છે અને તને શી શિક્ષા કરાવે છે તેનો કશો ખ્યાલ મને આવતો નથી. પણ ભાઇ સાયર ! તું અહીં રહે, તો મને બહુ આનંદ થાય હોં !" શિલ્પીથી એ શબ્દો બોલી જવાયાં અને તુરત તેને ભાન આવ્યું કે પોતે અવિનય કર્યો છે. તે બોલ્યો : "નહિ, નહિ, હું ઇચ્છું છું કે પ્રભુ તને આ સ્થળેથી મુક્ત કરો ! મારા સ્વાર્થની દૃષ્ટિએ હું તારો સહવાસ ઇચ્છું, પણ મારા જેવું દુઃખ તું પણ વેઠે એવી જો હું આશા રાખું, તો હું પ્રભુના ઘરનો અપરાધી થઉં. ભલે તારી સત્વર મુક્તિ થાય, અને હું તો જેમ વીસ વરસ આ સ્થાનમાં ગાળી ચૂક્યો છું તેમ જીવનના બાકી રહેલા એક-બે માસ કે એક-બે વર્ષ ગાળી લઇશ." એમ કહી શિલ્પી ગમગીન ચહેરે સાયરના વદન ભણી જોઈ રહ્યો.

સાયર બોલ્યો: "ત્યારે મને તુરતમાં મુક્ત થવાની તો આશા જ નથી; હશે, મહંત આવ્યા પછી જે થાય તે ખરૂં, પરન્તુ તેટલા વખતમાં તો તમારા સહવાસમાં મારો વખત ઠીક જશે. તમે તો આટલાં વર્ષ એકલા રહીને ગાળ્યાં, પણ મને જો બે ચાર દિવસ કેવળ એકાંતમાં રહેવું પડે તો હું ગાંડો બની જઉં ! હવે એક પ્રશ્ન હું તમને પૂછું. અહીંથી નાસી છૂટવાની કોઈ યુક્તિ શું તમે આટલાં વર્ષોમાં શોધી નથી ? કઈ તદબીરે નાસી છુટાય તેનો તમે વિચાર કર્યો નથી ?"

"મેં વિચાર કર્યો છે, પરન્તુ હજીસુધી કોઇ યુક્તિ મને સાર્થક થાય તેમ લાગ્યું નથી. જે યુક્તિથી નાસી છૂટવાનો સંભવ દેખાય અને તે સાથે જ પકડાઇ જવાનોએ પૂરો સંભવ દેખાય તે યુક્તિ શા કામની ?" શિલ્પી સાયરની સામે જોઇ રહ્યો.

"તમે કહો છો, તે ખરૂં છે. મેં પણ અહીંથી છૂટવાની તદબીરો શોધી છે પરન્તુ અહીંનો જાપ્તો એટલો સખત છે કે કોઈ તદબીર કામ લાગી શકે નહિ અને નાસી છૂટતાં જરૂર પકડાવું પડે."

"છતાં આ દુરવસ્થાથી મુક્ત થવાની—જીવવાની આશાએ એક યુક્તિ હું આજે રચી રહ્યો છું; પણ ભાઇ સાયર! આ મારું ગુપ્તમાં ગુપ્ત રહસ્ય છે અને તું સજ્જન છે માટે જ હું તારી પાસે હૃદયને આટલું ખુલ્લું કરી શકું છું."

"ખુશીથી ખુલ્લું કરો. આપના વિશ્વાસનો ભંગ કદાપિ નહિ થાય."

"ત્યારે ચાલ, મારી સાથે." એમ કહી શિલ્પીએ તેનું કાંડું પકડ્યું. સામેની હનુમાનની મૂર્તિ તરફ તે ચાલ્યો. સાયર એ મૂર્તિની સામે ઊભો રહ્યો. શિલ્પીએ બાજુએ જઇ મૂર્તિને જરા હડસેલી કે તુરત એ જંગી પત્થરની મૂર્તિ એક રમકડાની પેઠે ખસી અને પાછળ એક નાનું દ્વાર દેખાયું. પછી શિલ્પીએ મશાલ સળગાવી અને એ મશાલ પકડીને તે એ દ્વારમાં દાખલ થયો. સાયરને તેણે પોતાની પાછળ પાછળ આવવા કહ્યું. સાંકડી પણ ટટ્ટાર ઊભા રહીને ચાલી શકાય તેવી એ એક લાંબી ચાલ હતી અને તે આખી ચાલ નક્કર પત્થરમાંથી જ કોતરી કાઢવામાં આવેલી હતી. પચાસેક ડગલાં આગળ ચાલતાં એ ચાલનો છેડો આવ્યો. ત્યાં હથોડા અને ટાંકણા તથા પત્થરના ટુકડા પડેલા હતા.

"આ ભોંયરૂં તમે ગુપ્ત રીતે ખોદ્યું જણાય છે, કેમ ખરૂં ને?"

"હા; અહીં જરા શાંતિથી તું સાંભળ; તને કાંઇ સંભળાય છે?"

સાયર કાનને તીવ્ર બનાવીને ઊભો રહ્યો. ઘેટાં અને બકરાંના અવાજો તથા ગોવાળીઆના હોકારા ક્વચિત તેને કાને પડવા લાગ્યા. તે બોલ્યો: "હું સમજી ગયો. અહીંથી બહુ ઊંડાણ ખોદવાનું હવે રહ્યું નથી. બહારના અવાજ અંદર આવે એટલી નજીક આપણે ઊભા છીએ."

શિલ્પી બોલ્યો: "ત્યાં એક ઊંડું કોતર છે. કોતરની વચ્ચેના ખાડામાં વરસના આઠેક માસ પાણી રહે છે એટલે ભીલ કે ભરવાડો ત્યાં પોતાનાં ઢોર ચરાવે છે. જ્યારે આ ચાલી થોડી વધુ ખોદાશે ત્યારે તેનું બીજું મ્હોં આ કોતરમાં જ નીકળશે અને તે વાટે હું બહાર નીકળીશ. પણ ભાઈ! આ શરીર ટકે એવો હવે ભરોસો રહેતો નથી."

"એમ કેમ ? હવે કાંઈ વધુ ખોદવાનું રહ્યું નથી."

"એ નક્કર પત્થર કોતરવાનો છે. એટલું થોડું કામ કરવાને પણ આ શક્તિહીણા હાથને ઓછામાં ઓછાં વરસ–બે વરસ જોઇએ !"

"અને જો હું અહીં જ કેદ પુરાઇશ, તો તેટલું કામ આપણે એક માસમાં જ પૂરૂં કરીને જરૂર છૂટા થઇશું ! પણ આ પત્થરનો ભૂકો ક્યાં નાંખો છો ? તે છુપો રહે છે ?" સાયરને એક પ્રશ્ન સ્ફુર્યો.

"પેલા વિશાળ સુંદર ખંડના કામકાજની સાથે જ હું આ કામ ગુપ્ત રીતે કર્યા કરતો એટલે બેઉના પત્થરનો ભૂકો મહંતની આજ્ઞાથી બહાર મોકલી દઇ શકાતો. પેલી દાસીઓ જ તે રાતના વખતમાં બહાર લઇ જતી તે પહેલાં તો અહીં પુષ્કળ બાંધકામ ચાલતાં ત્યારે તેની સાથે અહીંનો બધો કચરો બહાર જઇ શકતો. આ ગુપ્ત ભોંયરાની ચાલીનું કામ હું કોઇની પણ જાણ વિના કરી શક્યો છું અને હવે તે દ્વારા જ મુક્ત થવાની આશા છે; એ કામ પૂરૂં થયા પૂર્વે આ દેહમાંથી જીવ ઉડી જશે કે શું એવી શંકા હવે અંતરમાં ઉદ્દભવવા લાગી છે, ભાઇ સાયર !"

"પણ આટલા બધા શ્રમનો બદલો શું પ્રભુ નહિ આપે ?"

શિલ્પી અને સાયર બહાર નીકળ્યા. શિલ્પીએ પુનઃ મૂર્તિને ગોઠવીને ગુપ્ત દ્વાર બંધ કર્યું. સાયર પુનઃ તે ખંડમાંની કારીગરી જોતો ઊભો રહ્યો. એટલામાં ભોંયરાનું પ્રવેશદ્વાર ઉઘડ્યું અને પેલી રમણીનું હસી રહેલું મ્હોં દેખાયું !

## પ્રકરણ ૧૮ મું

### એકાએક પ્રસ્થાન

એ રમણીના હસતા વદન તરફ સાયરની દૃષ્ટિ ખેંચાઇ પરન્તુ તે વદનમાં હવે તેને સુંદરતાને બદલે ભયંકરતા જ દેખાવા

લાગી. શિલ્પી પાસેથી તેણે આ સ્થાનની અને તેનાં પાત્રોની જે વાતો સાંભળી હતી તે પછી તેને કશામાં સુંદરતા દેખાય તેવું રહ્યું નહોતું. એ રમણીના સ્મિતમાંથી પણ તેને વિષયના ફુત્કાર સ્ફુરતા દેખાયા અને તે તરફ તે ભયચકિત દૃષ્ટિથી જોતો સ્થિર થઇ ઊભો રહ્યો. એટલામાં એ રમણીએ હાથ હલાવીને પોતાની તરફ આવવાની ઈશારત કરી. સાયર એક સ્તબ્ધ પૂતળાની પેઠે તેની તરફ ગયો. રમણીએ તેને પગથીયાં ચડીને અંદર આવવાની ઈશારત કરી. સાયર અંદર ગયો. રમણીએ દ્વાર બંધ કરી દીધું. શિલ્પી એ મૂગું નાટક જોતો જ રહ્યો.

"સાબાશ, જુવાન !" સાયરના ખભા ઉપર હાથ મૂકતી એ રમણી બોલી: "હું તને સાબાશી આપું છું ! તારી દૃઢતાને ધન્યવાદ આપું છું ! મૃત્યુના પણ ભયથી નહિ ડરનારો તું સાચો રજપૂત છે એવી મારી ખાત્રી થઇ છે ! હું તારા પર પ્રસન્ન થઇ છું "

આ ઉદ્દગારો સાંભળીને સાયર અત્યંત આશ્ચર્ય પામ્યો. આ ઉદ્દગારો એ રમણીના દિલના સાચા ઉદ્દગારો હશે કે વળી કાંઇ અન્ય હેતુપુરઃસર તે આ સ્ત્રીચરિત્રનો પ્રયોગ કરી રહી હશે તેની તેને સમજ પડી નહિ. તે કશું બોલ્યા વિના માત્ર સ્તબ્ધ જ ઊભો રહ્યો.

તે રમણી બોલી: "જુવાન ! તું ગભરાઇશ નહિ. હું તને કહી ચૂકી છું કે તારી દૃઢતાથી હું તારા પર પ્રસન્ન થઈ છું અને હું તને હવે છૂટો કરવાની છું. તારે હવે જરા પણ ડરવાનું કારણ નથી. આ તો બધું મેં તારી પરીક્ષા કરવા માત્ર નાટક જ ભજવ્યું હતું, સમજ્યો ? તું મારે માટે ખોટો વિચાર ન બાંધીશ."

સાયર બોલ્યો: "તમે તો માત્ર નાટક જ ભજવ્યું પણ આટલો વખત પેલા અંધારા કારાગૃહમાં મારા મનની શી સ્થિતિ થઇ હશે, તેનો ખ્યાલ આવે છે ? ત્યાં કોઇ ઘરડો ભૂત રહે છે તે મને ખાઇ ગયો નહિ તેટલો હું પ્રભુનો પાડ માનું છું !"

રમણી ખડખડ હસી. તેના હાસ્યમાં ભીષણતા હતી. સાયરની

અસંચકિતતાનો ખ્યાલ આવતાં તેને રમૂજ પડી હતી. તે બોલી: "હશે, એ ભૂત તને મારી ખાય તેવો નહોતો એટલે જ મેં તને ત્યાં પૂર્યો હતો અને તારી પરીક્ષા કરી હતી; પણ બોલ, તારે અહીંથી છૂટા થવું છે?"

"ત્યારે શું મારે અહીં કેદ રહેવું છે?"

"ત્યારે સાંભળ. જો, તારે છૂટા થવું હોય તો મારે તારી સાથે એક શરત કરવાની છે અને તે એટલી કે અહીંથી બહાર નીકળીને તારે એક ઘડી પણ બડા બજરંગમાં રહેવું નહિ. પણ તુરત જ અહીંથી ચાલી નીકળવું."

"એ શરત મને કબૂલ છે. તમે એ શરત ન કરી હોત, તો-પણ હું કાલે તો વિદાય થવાનો જ હતો અને તમારી શરતથી હવે અત્યારે વિદાય થઇશ, પછી કાંઇ ફીકર છે?" સાયરે એ રમણીને તેની શરતનું પાલન કરવા માટેની ખાત્રી આપી.

"બસ, એટલું જ. હવે જા, તું છૂટો છે." એમ કહેતાં તેણે દ્વાર ઉઘાડયું. સાયર એકદમ ત્યાંથી નીકળીને પહેલા ખંડમાં ગયો અને પહેલા ખંડનું દ્વાર પેલી મૂગી દાસીએ ખોલતાં તે બહાર નીકળી ગયો. આ બધું બનતાં આશરે ચાર–પાંચ ઘડી નીકળી ગઇ.

હવે કયારે પોતે અહીંથી જલ્દી નીકળી જાય તેનું જ સાયર ચિંતન કરવા લાગ્યો. સોમદેનું ચિત્ર અધૂરૂં હતું પણ તે પૂરૂં કરવામાં તેનું ચિત્ત ચોંટતું નહોતું; છતાં બહાદુરમલ જ્યાં-સુધી પાછો પોતાને બહાર લઇ જવાને આવે નહિ, ત્યાંસુધી સાયર અહીંથી છૂટી શકે તેમ નહોતું. આથી પુનઃ સોમદેનું ચિત્ર પૂરૂં કરવા માટે તે બેઠો. તેનું ચિત્ત અહીંથી જલ્દી મુક્ત થવાની ઝંખના કરી રહ્યું હતું એટલે થોડું ચિત્રકામ કરીને પુનઃ તે બહાદુરમલના આગમનની રાહ જોતો બેસી રહેતો. એમ કરતાં કરતાં સાંજ પડવા આવી. ચિત્ર માત્ર થોડુંજ અધૂરૂં રહ્યું, એટલામાં બહાદુરમલ આવ્યો. સાયર એકદમ ઊભો થઈ ગયો અને બહાર નીકળવાને માટે બારણા તરફ ધસ્યો. બહાદુર બોલ્યો: "કેમ સાયર! ચિત્ર પૂરૂં થઇ ગયું?" એમ કહેતાં તેણે ચિત્રપાટી હાથમાં લઇને ચિત્ર જોયું.

સાયરે જવાબ આપ્યો : “ચિત્ર લગભગ દોરાઈ ગયું છે; માત્ર રંગપૂરણીનું કામ થોડું અધૂરું છે, તે હું અવકાશે પૂરું કરી લઈશ. ચાલો, હવે આપણે જઈએ.”

બહાદુરે ચિત્ર જોઈને સાયરની ચિત્રકલાની પ્રશંસા કરી. તેણે કહ્યું : “તમે આવા ચિત્રકાર છો એ જો મહંત સાહેબ જાણતા હોત તો તે તમને અહીં જ રાખી લેત અને સારું વેતન આપત. મહંત સાહેબ અહીં આવે, ત્યાંસુધી તમે રોકાઓ તો તમને લાભ થશે.”

આ સૂચનાથી સાયર મનમાં અકળાઈ ગયો, પરન્તુ બહારથી એ અકળામણ નહિ દર્શાવતાં તેણે જવાબ આપ્યો : “મહંત તો ક્યારેય આવે અને અમે અહીં ક્યાંસુધી રોકાઇ રહીએ ? મારો વિચાર તો હવે આજકાલ અહીંથી ચાલ્યા જવાનો છે.”

“પણ મહંત અહીં આવી ગયા પછી તમે એકાદ વાર આવશો તો તેથી તમને લાભ થશે એમ હું ધારું છું.”

“તમારી સૂચના સારી છે.” એમ કહેતો સાયર બહાદુરમલના હાથમાંથી ચિત્રપાટી લેતો સત્વર બહાર નીકળ્યો, અને એક પછી એક દ્વાર ઉઘાડતા અને બંધ કરતા તેઓ બહાર નીકળી ગયા. સાયરે હવે કાંઇક છૂટકારાનો શ્વાસ લીધો.

તે સત્વર પોતાના નિવાસસ્થાને ગયો. હરનામ તેની રાહ જોતો જ બેઠો હતો. તેની પાસે પહોંચતાં જ સાયરે ઉદ્‌ગાર કાઢ્યો : “ભાઈ હરનામ ! આપણે હવે સત્વર પ્રસ્થાનની તૈયારી કરો.”

“રાત્રે આપણે તૈયારી કરીશું અને સ્હવારમાં અહીંથી નીકળીશું. મારો વિચાર પણ હવે અહીં વધુ વખત રોકાવાનો નથી.”

“એમ નહિ, અત્યારે ને અત્યારે જ આપણે અહીંથી નીકળી જવાનું છે.” સાયર ગંભીરતાથી બોલ્યો.

“પણ એટલી ઉતાવળનું કારણ શું ? સાંજને વખતે આપણે નીકળીને જઇશું ક્યાં ? ગામ બહાર નીકળીશું ત્યાં રાત પડી જશે.”

“તો વગડામાં રાત રહીશું, પણ અહીં તો નહિ જ.”

"પણ તેનું કારણ શું? શું કાંઇ અવનવો બનાવ બન્યો છે?"

"એક વાર આપણે અહીંથી નીકળીએ, ત્યારપછી હું તને જે કાંઇ કહેવાનું છે તે કહીશ; પણ અત્યારે તો તું આપણો સામાન બાંધવાની તૈયારી કર."

હરનામને કાંઇ ગંભીર પ્રકરણની ગંધ આવી. સાયર સાથે વધુ વિવાદ નહિ કરતાં તેણે પોતાનો સરસામાન બાંધવા માંડ્યો. એટલામાં રતનમલ આવ્યો, તેને તેણે તેમના ઘોડા તૈયાર કરીને લાવવાનું સૂચવ્યું. રતનમલને આટલી ઉતાવળ થતી જોઇને નવાઈ લાગી, પણ તે કશી પૃછગાછ નહિ કરતાં તેમના ઘોડાને સજ્જ કરીને લાવ્યો. સૂર્યાસ્તને હવે વાર નહોતી. એ વખતે હરનામ બાપજી પાસે ગયો અને પ્રસ્થાન કરવાની રજા માંગી. બાપજીએ વિનયપુરઃસર તેમના ઘા બરાબર રૂઝાયા છે કે નહિ, તબીયત કેવી છે, વગેરે પ્રશ્નો પૂછ્યા અને કાલે જવાનું રાખવાનું સૂચવ્યું, પરન્તુ હરનામે તો તુરત જ નીકળવાનો આગ્રહ પકડી રાખ્યો એટલે બાપજીએ રજા આપી.

સૂર્યાસ્ત થયો અને તેઓ બડા બજરંગમાંથી નીકળ્યા. જતી વખતે રતનમલને હરનામે તેની સેવા બદલ એક મહોર બક્ષીસ આપી એટલે રતનમલ ખુશ થતો ઘેર ગયો.

બડા બજરંગનું પાધર છોડ્યું એટલે સાયરે હરનામને પોતાના અનુભવની વાર્તા અથથી ઇતિ સુધી કહી સંભળાવી. યોગાશ્રમનું અંતરંગ, મહંતનો દુરાચાર, શિલ્પીની વીતક વાર્તા, બડા બજરંગના હસવા-રડવાની કરામત અને મહંતની શઠતા તથા દાંભિકતા એ બધી વાત તેણે હરનામને કરી. હરનામ એ સાંભળીને સ્તબ્ધ બની ગયો. બડા બજરંગમાં આટલો વખત રહ્યા છતાં જે પ્રકારની દૂર દૂરની શંકા પણ આવી નહોતી, તે પ્રકારનો અનુભવ સાયરને માત્ર થોડી ઘટિકાઓની અંદર જ કેવી રીતે થઈ ગયો હશે તે હરનામથી સમજાતું નહોતું. હરનામ એ અનુભવની વાર્તા સાંભળીને કેટલીક વાર સુધી તો કશું બોલી શક્યો નહિ. મહંતના એ બાહ્ય વિનયની પાછળ

દંભ હતો, મહંતની જ્વલંત દેખાતી સેવાવૃત્તિની પાછળ શઠતા હતી, મહંતની યોગસાધનાની પાછળ દુરાચાર હતો અને દયાળુતાની પાછળ ભીષણ ક્રૂરતા હતી એ પ્રકારનું કારમું ઉલટું દર્શન કોને સ્તબ્ધ કરી મેલ્યા વિના રહે? હરનામને લાગ્યું કે સાયરને કદાચ ભ્રમ થયો હશે કે સ્વપ્નું આવ્યું હશે! સાયરની તરંગમય મનોદશા જાણતા હરનામને સાયરની એ વાતો ધ્યાનમાં લેવા જેવી ન લાગી.

બડા બજરંગથી બેએક કોસ જેટલે દૂર તેઓ ગયા એટલે રાત્રિનો અંધકાર સર્વત્ર પ્રસરી ગયો. લોકોની આવજા બંધ થઇ ગઇ. અજાણ્યો માર્ગ હતો, રાત્રિનો સમય હતો, ડુંગરાળ પ્રદેશ હતો અને નજીકમાં કોઇ ગામડું પણ હતું નહિ એટલે એક વિશાળ વડની હેઠળ તેમણે રાત્રિ ગાળવાનો નિશ્ચય કરીને મુકામ કર્યો. હરનામે ચકમક સળગાવીને વડનાં સૂકાં પાદડાં એકઠાં કરી તાપણું કર્યું એટલે ચોમેર અજવાળું થયું. ઘોડાને વડવાઇઓ સાથે બાંધી, ઘોડા પરની ગાદીઓને ભોંયે પાથરી તેઓએ ભોજન કર્યું અને એકાદ પ્રહર રાત્રિ જતાં તેઓ વાતો કરતા કરતા સૂઇ ગયા.

## પ્રકરણ ૧૯ મું

### મંદારગઢ.

અરવલ્લી પર્વતાવલિની ખીણમાં આવેલું મંદારગઢ એક મોટું નગર હતું. તે પાઘડીપને લાંબું વિસ્તરેલું હતું. નગરની આસપાસ કોટ હતો. પશ્ચિમ દિશાએ અરવલ્લીમાંથી નીકળતી એક નાની નદી આગળ વધીને નર્મદામાં પોતાનાં પાણી ઠાલવતી હતી. નગરની આસપાસનો પ્રદેશ વનસ્પતિથી લચી રહેલો અને સુંદર હતો. મંદારગઢના મહારાજાને પોતાના તાબાનાં નાનાં-મોટાં ચાળીસ ગામોની મહેસૂલ તથા ખંડણી મળતી હતી એટલે રાજ્ય પૈસે-ટકે આબાદ હતું. તાબાના પાંચ-સાત

કોમેરો અંધારગઢનરેશ ઇશ્વરસિંહને વફાદાર હતા અને એ તેનું બળ દેખાતું હતું. છેલ્લાં થોડાં વર્ષથી ઇશ્વરસિંહનાં તોફાનો બંધ થયાં હતાં એટલે ચોમેર શાન્તિ પ્રસરેલી દેખાતી હતી પણ જુવાનીના રાજમાં તેણે પ્રજાને જે રંજાડેલી હતી તેનાં સંભારણાં આજે પ્રજાજનોને દુઃખી કરતાં હતાં અને દેશ છોડીને ચાલ્યાં ગએલાં કુટુંબો તો કાયમને માટે ગયાં હતાં. એ રંજાડોની વાતો આજે જૂની થઈ ગયેલી મનાતી હોવાથી લોકો વિનાકારણે એ પોપડા ઉખેડતા નહિ પરન્તુ એ રંજાડોનાં હૃદયદ્રાવક સ્મરણો અંધારગઢની પ્રજાને હમેશાં થયાં જ કરે એવાં કેટલાંક સ્થાનો એ નગરમાં ઠેરઠેર આવી રહેલાં હતાં.

અંધારગઢની મધ્યમાં ઇશ્વરસિંહના નિવાસ માટેનો રાજમહેલ હતો. આ રાજમહેલ વિશાળ હતો પરન્તુ ઈશ્વરસિંહ પોતાની બધી રાણીઓને એ મહેલમાં રાખતો નહિ. અત્યારે તેની સત્તર રાણીઓ જીવતી હતી અને તેટલી જ બીજી રાણીઓ મરણ પામેલી હતી! આ રાણીઓમાંની કોઇક થોડા મહિના અને કોઈક થોડા દિવસ "માનીતી" ના પદમાં રહીને તુરત "અણમાનીતી" ના પદમાં ઊતરી પડી હતી અને એવી અણમાનીતીઓને ઇશ્વરસિંહ નગરમાંના રાજ્યના બીજા નાના મોટા મહેલો કે મકાનોમાં રહેવા માટે મોકલી દેતો હતો. આવા દસેક મહેલોમાં ઇશ્વરસિંહની સોળ રાણીઓનો નિવાસ હતો અને એક માત્ર વિજળુલકુંવર અત્યારે રાજાની માનીતી અને વિશ્વાસુ રાણી તરીકે રાજમહેલમાં રહેતી હતી. નગરમાંના બીજા રાણીવાસો લોકોને દુઃખદાયક સ્મરણ કરાવતા. "સાગરમલ શેઠની દીકરીને રાજા બળાત્કારે પરણેલા તે રાણી પુષ્પાવતી આ મહેલમાં રહે છે. પહેલાં ત્યાં રાઠોડ કુંવરી રહેતાં હતાં તે ક્ષયરોગથી મરી ગયાં." "સોહગા રાણીનો આ જ મહેલ, ત્યાં એ સોળ વરસની રાજકુંવરી જીભ કરડીને મરી ગઇ હતી અને આજે ત્યાં પન્ના નામની નાયિકાને રાજાએ પરણીને રાખી છે." એવા ઉદ્‌ગારો સાથે લોકો એ રાણીવાસો તરફ આંગળીઓ ચીંધતા અને જૂના પ્રસંગોને પોતાના મનમાં તાજા

કરતા. થોડાં વર્ષથી ઇશ્વરસિંહ રોગિષ્ઠ અને અશક્ત થતો જતો હતો અને લોકો તેનું દર્શન બહુ કરી શકતા નહિ, પરન્તુ પ્રજાના અંતરમાં તેની પ્રત્યે કશી સહાનુભૂતિની લાગણી નહોતી. પ્રજા તો રાજાના મૃત્યુ પછીના મંદારગઢના રાજ્યની હાલત વિષે કાંઈ કાંઈ અનુમાનો કરવામાં જ વખત ગાળી રહી હતી. કોઇ માનતું કે રાજાની પછી રાણી વિજ્જુલકુંવર ગાદીએ બેસી રાજ્ય ચલાવશે, કોઈ માનતું કે કુંવરી વિલાસકુંવરને રાજા ગાદી આપી જશે, કોઇ માનતું કે બધી રાણીઓ પોતપોતાના પક્ષ બાંધીને રાજ્ય માટે માંહોમાંહે જંગ મચાવશે અને કોઇ માનતું કે રાજા વિલાસકુંવરને પરણાવીને તેના પતિને પોતાની પછી વારસ તરીકે મૂકી જશે; પરન્તુ છેલ્લા બે દિવસથી એક વધુ માન્યતા લોકોમાં પ્રસરી રહી હતી. બડા બજરંગના મહંત હનુમંતપ્રસાદને ઇશ્વરસિંહ પોતાની સાથે મંદારગઢ તેડી લાવ્યો ત્યારથી લોકો એવી વાતો કરતા હતા કે રાજાનું ચિત્ત હવે ધર્મ તરફ વળ્યું છે, અને બડા બજરંગે રડીને અનિષ્ટ ભાવિનું સૂચન કર્યું છે એટલે રાજા આખું રાજ્ય બડા બજરંગને ધર્માદામાં જ આપીને મૃત્યુને ભેટશે. આવી વાતો જેવી રીતે પ્રજામાં ચાલતી હતી તેવી રીતે રાણીવાસોમાં પણ ચાલતી હતી અને તેથી સ્વાભાવિક રીતે મહંત હનુમંતપ્રસાદ સૌની ઇર્ષાનો વિષય થઇ પડ્યો હતો; પરન્તુ મહંતની પ્રતિષ્ઠા, તેની સેવાવૃત્તિ, તેની યોગનિષ્ઠા, તેની નિઃસ્પૃહતા, ઇત્યાદિની જે છાપ સર્વત્ર છપાઈ ગયેલી હતી તેથી મહંતની ઇર્ષા કરવા છતાં કોઇ તેની નિંદા કરવાની હિંમત કરી શકતું નહિ. મહંતે બડા બજરંગને માટે આખું રાજ્ય પચાવી પાડવાને રાજાના મનને ભ્રમાવ્યું હોય એવી તો કલ્પના જ કોઈ કરી શકતું નહિ કારણકે મહંતને એવી કોઇ જાતની ખટપટ આવડતી હોય તેવું માની શકાય તેમ જ નહોતું !

બડા બજરંગથી ઇશ્વરસિંહ આવ્યો અને ચોમેર વાત પ્રસરી કે બડા બજરંગની આંખમાંથી આંસુ નીકળ્યાં અને કોઇ કારમો

કોપ થવાનો હવે ભય રહે છે, ત્યારથી રાણીઓ વારંવાર રાજમહેલમાં આવવા લાગી હતી. કોઇ કોઇ રાજાને મળતી, થોડી વાત કરતી અને ચાલી જતી. કોઇ તો રાજાનું મ્હોં જોવા આવવાને પણ તૈયાર નહોતી અને અત્યારના સૌભાગ્ય કરતાં ભવિષ્યનું વૈધવ્ય તેમને વધારે અપ્રિય લાગતું ન હતું. રાણીઓની સાથે તેમની દાસીઓ પણ આવતી અને તેઓ રાજમહેલની દાસીઓમાં ફરી વાતાવરણની ગંધની સાથે કાંઇ કાંઇ અફવાઓ પણ લઈ જતી. આથી પહેલાંનું ઓછું ખટપટી વાતાવરણ હવે વધુ ખટપટી બન્યું હતું, છતાં એક માત્ર વિજ્જુલકુંવર સિવાય બીજી કોઇ રાણી રાજાની પાસે રહેતી નહિ હોવાથી બહારની ખટપટની વાતોનું વાતાવરણ રાજાને કાને પહોંચવા પામતું નહિ. વિજ્જુલકુંવર ઉપરાંત રાજાની પાસે હનુમંતપ્રસાદ વધુ વખત રહેતો અને પ્રધાનની તથા કોઇ વાર કુંવરી વિલાસની આવજા સિવાય બીજી કોઇ મહત્ત્વની વ્યક્તિની આવજા રાજાની પાસે થતી જ નહિ. એટલે બહારના વાતાવરણમાં ગમે તેવી નવી નવી અફવાઓ ઉમેરાતી હોવા છતાં રાજમહેલની અંદરનું વાતાવરણ કાઈ ખાસ ખટપટભરેલું નહોતું.

બે દિવસ એ પ્રમાણે વીતી ગયા એટલે એકાંતમાં મહંતે હવે બડા બજરંગ પાછા ફરવાની રજા રાજા પાસે માંગી. આ બે દિવસ મહંતના આશ્વાસનની હૂંફમાં ઈશ્વરસિંહને શાન્તિમાં ગયા હતા; તેણે પોતાનો મનઃસંકલ્પ હજી મહંતને કહ્યો પણ નહોતો; એવામાં મહંત જવાને તૈયાર થયો તેથી ઇશ્વરસિંહ ગુંચવાયો. તે બોલ્યો : "મહંત સાહેબ ! તમે હમણાં અહીંથી જવાની વાત ન કરશો. આ બે દિવસમાં તો મારૂં મન માત્ર શાન્ત જ થયું છે અને તમારી સાથે કરવાની વાતો તો મેં હજી કરી જ નથી."

"પણ મહારાજ! બજરંગની સેવા–પૂજા મૂકીને મારાથી અહીં કેટલાક દિવસ બેસી રહેવાય? હું હજી સ્હવારે જવાનો છું; આપને જે કાંઇ કહેવું હોય તે રાત્રે આપ મને કહી શકશો." મહંતે વિનયપૂર્વક કહ્યું.

"એ ખરું, રાત્રે હું આપને કહીશ; પણ હમણાં થોડા દિવસ તમે પાછા ફરવાનું નામ ન લેશો." એમ કહેતાં રાજાએ પલંગમાં પાસું ફેરવ્યું અને મહંત પલંગ પાસેથી ખસીને પાછો ફર્યો. રાણી વિજ્જુલકુંવર હાથમાં દૂધનો કટોરો લઇને ઊભી હતી. મહંતને કે રાજાને રાણી દૂધ લાવી હોવાની ખબર નહોતી.

એક પ્રહર રાત્રિ ગઈ. પ્રધાન, વિલાસકુંવર, સેનાપતિ ખડ્ગ-સિંહ, વૈદ્યરાજ વગેરે આવ્યાં. રાજાની તબીયતના સમાચાર જાણી તેઓ પાછાં ચાલ્યાં ગયાં. રાણી વિજ્જુલકુંવર સ્વામીની સેવામાં જ બેઠી હતી, તેને હવે રાજાએ કહ્યું: "તું આંટા-ફેરા કરીને બહુ થાકી ગઇ હોઇશ, માટે જા સૂઇ જા. હું પણ થોડી વાર મહંત સાહેબ સાથે વાતો કરીને પછી ઊંઘી જઈશ. બહાર ચાકરો બેઠા છે અને જો તારી જરૂર પડશે તો તને બોલાવીશ."

વિજ્જુલા સ્વામીની આજ્ઞા માનીને ગઇ.

હવે મહંત અને રાજા વચ્ચે વાતચીત ચાલી. રાજાએ પોતાની ચિંતાનો વિષય મહંતને યાદ દેવરાવ્યો. રાજાને એક માત્ર પુત્રી હતી અને સત્તર રાણીઓ હતી. વિલાસકુંવરની જનેતા રાણી મૃત્યુ પામી હતી. પોતાના મૃત્યુ પછી રાણીઓ માંહોમાંહે લડશે એવી રાજાને ખાત્રી હતી. રાજાની એવી ઇચ્છા હતી કે વિલાસ પરણે એટલે તેના પતિને રાજ્ય સોંપીને પોતે નિશ્ચિંત થાય, પણ વિલાસને હજી પોતા-લાયક કોઇ પતિ મળ્યો નહોતો! આ સ્થિતિમાં રાજ્યનો વહીવટ કોને સોંપવો તે રાજાની ચિંતાનો વિષય હતો અને બડા બજરંગ-માં જ એ ચિંતા રાજાએ મહંત પાસે સંક્ષેપમાં નિવેદન કરી હતી. રાજાએ કહ્યું: "મહંત સાહેબ! આપ તો પરમ યોગી છો, પરંતુ હું આપને મારા રાજ્યના રક્ષણને ખાતર થોડી ચિંતામાં નાંખવા ઇચ્છું છું."

"એટલે?"

"એટલે એમ કે મારા મૃત્યુસુધીમાં જો વિલાસ પરણી ન હોય તો આપ એના અને રાજ્યના રક્ષક બનો અને વિલાસ પરણે એટલે

પછી તેના પતિને રાજ્ય સોંપી આપ ખુશીથી બડા બજરંગની સેવામાં પુનઃ ઉપસ્થિત થાઓ."

હનુમંતપ્રસાદ હસ્યો. એ હાસ્યની કૃત્રિમતા પારખવાની ઈશ્વરસિંહમાં શક્તિ નહોતી. "રાજાજી! આપને આ શું સૂઝ્યું છે? આખા બ્રહ્માંડના રાજ્યને તુચ્છ માનીને યોગી યોગસાધના કરે છે, એ આપ જાણો છો?"

"તે હું જાણું છું, પ્રભુ! પરન્તુ આપ બ્રહ્માંડના રાજ્યને તુચ્છ માનો છો, તેથી જ હું આપને રાજ્યના અને પુત્રીના રક્ષક ઠરાવવા માગું છું અને તે જ કારણથી આપની પ્રત્યે મારો પરમ વિશ્વાસ છે. અન્ય કોઈ કે જેને રાજ્યનું મહત્ત્વ સમજાતું હોય તેને સ્વાર્થલંપટ થતાં અને મારી પુત્રીના હિતનો ઘાત કરતાં વાર ન લાગે અને તેથી મને તેવા કોઈનો વિશ્વાસ નથી."

"એ ન બને, રાજન્! તમારા રાજ્યના રક્ષણની ચિંતામાં હું પડું એટલે મારી આજસુધીની બધી કમાણી–યોગસિદ્ધિ ગુમાવી બેસું. મને એ કશું ન જોઈએ! પણ એ વિષે તમે બીજા કોઈની સલાહ લો."

"હું કોની સલાહ લઉં? મારી રાણી વિજ્જુલા સિવાય બીજી કોઈ રાણીઓ પ્રત્યે મને વિશ્વાસ નથી; અને તે તો બિચારી મારી સેવા કરવા સિવાય બીજું કશું જાણતી જ નથી. તેને હું રાજ્યનો વહીવટ સોંપું તો તે પ્રધાન અને સેનાપતિની મદદથી રાજ્ય ચલાવે તેવી છે, પણ તે સ્ત્રીજન કહેવાય. તેની શક્તિ મર્યાદિત લેખાય. અને સાચું કહું તો પ્રધાને વિજ્જુલા અને આપ એ બેમાં આપને જ પસંદ કર્યા છે."

મહંત ઉંડા વિચારમાં પડી ગએલો દેખાતો હતો: જાણે તેણે સમાધિ લગાવી હતી!

ઇશ્વરસિંહ બોલ્યો: "મહંત સાહેબ! એમાં આપ શા વિચારમાં પડી ગયા છો? આપની યોગસિદ્ધિ હું જાણું છું. લીંબડાનાં પાંદનો આહાર કરતાં જેનું મ્હોં કદાપિ કટાણું થયું નથી, અને દૂધ–સાકર પીતાં જેનું મ્હોં આનંદથી ઉલ્લસિત થયું નથી, તેને વળી

રાજ્યના અધિપતિનું પદ બંધનકારક થાય ખરું? આપ તો મહાત્મા પુરૂષ છો; જળમાં રહ્યા છતાં જેમ કમળ અલિપ્ત રહે છે, તેમ આપ રાજ્ય ચલાવો તોપણ રજોગુણનો લેપ આપના મન ઉપર કદાપિ થવાનો નહિ. આપની આટલી શક્તિનો મને વિશ્વાસ છે, છતાં આપ મારી આટલી વિનતિ સ્વીકારતાં કેમ પાછા હઠો છો?"

મહંત હજી નીચું જોઇને વિચાર જ કર્યા કરતો હતો. મનમાં તો એણે ક્યારનોએ નિશ્ચય કરી વાળ્યો હતો કે અનાયાસે હાથમાં આવતો આ રાજ્યાધિકાર જવા દેવાનો નથી, પરન્તુ પોતાની દંભ-લીલા પૂરેપૂરી ભજવ્યા વિના તે પોતાનું માનસ નહિ કળાવા દેવા જેટલો ચતુર હતો.

તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો, જાણે કે તેણે સમાધિમાં ચડાવેલા શ્વાસનું રેચન ન કર્યું હોય! તેણે ધીરેથી કહ્યું: "મહારાજ! આ ધર્મસંકટમાંથી આપ શું મને કોઇ રીતે મુક્ત નહિ કરો?"

"ના મહંત સાહેબ! આપના સિવાય બીજી કોઇ દિશાએ મારી નજર પહોંચતી નથી."

"તો હું અત્યારે કશો જવાબ આપી શકતો નથી: બડા બજરંગ મને કશો જવાબ આપતા નથી. સ્હવારે હું જવાબ આપીશ."

"ભલે એમ કરો; મધરાત થઇ ગઈ છે માટે આપ હવે શય્યાગૃહમાં પધારો."

મહંત ધીરે પગલે વિચારવિવશ સ્થિતિમાં ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૦ મું

### જેમાં મહંત પોતાની બલવત્તર પ્રારબ્ધ રેખાનો વિચાર કરે છે

ઈશ્વરસિંહના રાજમહાલયનો એ એક વિશાળ ખંડ હતો. મધ્યમાં રૂપાની સાંકળવાળો હીંડોળો લટકી રહ્યો હતો. તેની બાજુમાં છત્રીવાળો સુંદર પલંગ હતો. દીવાલને અઢેલીને કેટલાંક આસનો

ગોઠવેલાં હતાં. આસનોની ઉપર દીવાલમાં છૂટક છૂટક ચિત્રો દોરવામાં આવેલાં હતાં. ભોંયતળીએ ગાલીચો બિછાવવામાં આવ્યો હતો. આ બધી રાજાની સામગ્રી હતી; પરંતુ તેનાથી કેવળ જૂદી જ પડી જતી મહંત હનુમંતપ્રસાદની સામગ્રી હતી. એક સ્થળે મહંતે પોતાની દેવસેવા ગોઠવી હતી. તેની બાજુએ પૂજાની સામગ્રી વીખરાએલી પડી હતી. હનુમાનની મૂર્તિ પાસે ઘીનો દીવો બળી રહ્યો હતો. તેની પાસે દર્ભની એક મોટી સાદડી પડી હતી અને ઉપર કાળી કામળી પડી હતી. મહંતે પલંગ પર નહિ શયન કરતાં સાદડી પર શયન કરવા માટે જ સાદડી બિછાવી રાખેલી હતી! પણ ખરેખર મહંત સાદડી પર સૂએ છે કે પલંગ પર પોઢે છે તે જોવા આવનાર અહીં કોણ હતું?

હનુમંતપ્રસાદ વિચારવિવશ ચિત્તે ઇશ્વરસિંહ પાસેથી નીકળીને પોતાના નિવાસખંડમાં દાખલ થયો. દ્વાર બંધ કરીને સાંકળ વાસી દીધી. તે હીંડોળાપર પડ્યો પણ પડતાંની સાથે જ હીંડોળો ઝૂલવા લાગતાં અવાજ થવા લાગ્યો. એ અવાજ કોઇ સાંભળશે તો પોતે હીંડોળાપર ઝૂલે છે એવું જાણી જશે એવા ભયથી તે એકદમ ઉઠ્યો અને પલંગમાં પડ્યો. ઇશ્વરસિંહે પોતાના મૃત્યુ પછી રાજ્યનો વહીવટ મહંતને સોંપવાની ઇચ્છા દર્શાવી હતી, ત્યારથી જ અનેકાનેક વિચારો મહંતની પાછળ પડ્યા હતા. મંદારગઢની રાજ્યધુરા હાથમાં લેવાનું સ્વીકારવું કે નહિ, એ વિચારથી તે મુંઝાતો નહોતો; રાજ્યધુરા હાથમાં આવી પડે છે તો તેને ઉપાડી લેવી એ તો તેનો મનોનિશ્ચય જ હતો. મહંત તરીકે આટલી આટલી માનપૂજા મળી અને હવે રાજ્યાધિકારની માનપૂજા મળવાની તક આવી છે તો તે ન જ છોડવી એવો તેનો દૃઢ નિશ્ચય જ હતો અને તે વિષે તેને કશો વધારે વિચાર કરવાનો જ નહોતો; માત્ર પોતાનું બાહ્ય નિઃસ્પૃહત્વ, પોતાની યોગકીર્તિ, પોતાની સંયમસાધના, ઇત્યાદિ જેવાં લોકો જાણે છે તેવાં જ રહે, તેમાં જરા પણ ખામી આવે નહિ, લોકોની પોતા પરની ભક્તિ ઘટે નહિ અને રાજ્યાધિકાર પોતે ભોગવે એવું કરવા માટે કેવી યુક્તિથી કામ લેવું, એ જ તેની વિચારવિવશતાનું બીજ હતું.

"આજે મારો એક નિશ્ચય બદલાયો. હું માનતો હતો કે મનુષ્યને માત્ર પુરૂષાર્થ જ ફળ આપે છે, પરન્તુ હવે મને સમજાયું કે પુરૂષાર્થ અને પ્રારબ્ધ બેઉ ફળ આપે છે. પુરૂષાર્થનું ફળ મેં ખૂબ મેળવ્યું છે. પુરૂષાર્થને લીધે જ મેં બડા બજરંગનું તીર્થ ચલાવ્યું, પુરૂષાર્થને લીધે જ મેં મારી યોગકીર્તિ જમાવી અને પુરૂષાર્થને લીધે હું લોકોને આંધળા બનાવીને અનેરી મોજ માણી રહ્યો છું, પરન્તુ તેમાંએ પ્રારબ્ધનો યોગ જરૂર હશે જ. રાજાને ભયચકિત કરવાને અને તેના નબળા મન ઉપર પ્રભાવ પાડવાને જ મેં બડા બજરંગની આંખોમાંથી આંસુ વહાવ્યાં હતા, નહિતો હું તેના મુખમાંથી અમૃત પણ ઝરાવી શકત; પરન્તુ એટલા પુરૂષાર્થના બદલામાં અંદારગઢનો રાજ્યાધિકાર મારા હાથમાં આવશે એવી મને કલ્પના જ નહોતી. આજે એ આધિકાર મારી સામે આવીને ઊભો રહ્યો છે અને હું તેને સ્વીકારી લેવાની હા કહું એટલી જ માત્ર વાર છે: આ તો ખરેખર પ્રારબ્ધનું જ ફળ! પુરૂષાર્થ એક દિશાનો હતો, ફળ એક બે ત્રણ ને ચારે દિશાનું મળે છે, તે શું પ્રારબ્ધ વિના? બડા બજરંગની આંખોમાંથી આંસુ વહેતાંની સાથે જ રાજા ભયચકિત થઇ ગયો અને મારો તેની ઉપર વિશેષ પ્રભાવ પડયો એ એક દિશા; પોતાની રાણીઓ, પ્રધાન, ઇતર જનો એ બધા કરતાં મારી ઉપર તેનો વધારે વિશ્વાસ બેઠો એ બીજી દિશા; પોતાના મૃત્યુ પછી વિલાસ પરણે ત્યાંસુધી રાજ્યનો અધિકાર મારા હાથમાં રાજા સોંપવા ઇચ્છે છે અને પ્રધાન પણ તેમાં સંમતિ આપે છે એ ત્રીજી દિશા; અને—અને—" આગળ મુખમાંથી ઉદ્‌ગાર કાઢતાં મહંતનું હૃદય થડક્યું, તે અચકાયો, તેના મુખ પર રતાશ ચડી આવી, આંખોમાં પિશુનતા ચમકી, ઓઠમાંથી અદૃશ્ય સ્મિતરેખા સ્ફુરી અને તે અસ્ફુટ સ્વરે બબડયો: "અને પેલી સુસ્વરૂપ........" એટલામાં દ્વારની બહારની સાંકળ ખખડી.

વિચારતંદ્રામાં પડેલો મહંત ચમક્યો. તેણે પલંગમાં બેઠા થઇ કાનને તીવ્ર કર્યા. ખરેખર કોઇએ બહાર સાંકળ ખખડાવી કે એ માત્ર

પોતાના મનનો જ ભણકાર હતો એવો તેને સંશય ઉત્પન્ન થયો. એટલામાં બીજી વાર સાંકળ ખખડી. મહંતે પ્રશ્ન કર્યો : "કોણ છે?" બહારથી જવાબ મળ્યો : "ઉઘાડો."

મધરાત વીતી ગઇ હતી. રાજમહાલયમાં સૌ જંપી ગયાં હતાં. પહેરેગીરો પણ ઝોકાં ખાતા હતા. દાસદાસીઓની હીલચાલ બંધ પડી હતી. આ સમયે કોઇ દિવસ નહિ ને આજે મને મળવા કોણ આવ્યું હશે? આ સૌથી પહેલો પ્રશ્ન મહંતના ચિત્તમાં ઉપસ્થિત થયો. "કાંતો મહારાજાની તબીયતમાં કારમો બગાડો થઈ આવ્યો હશે અને તેથી મને તુરતાતુરત રાજ્યાધિકાર સોંપવા માટે બોલાવવામાં આવતો હશે" એ સિવાય બીજું કશું અનુમાન શકય ન હતું. તે ઉતાવળે પગલે દ્વાર ભણી ગયો અને સાંકળ ખોલી દ્વાર ઉઘાડયું. રૂપાના કોડીયામાં બળતો દીવો હાથમાં લઇ એક જુવાન દાસી બહાર ઊભી હતી. મહંતે તેને પૂછયું : "કેમ, મહારાજાની તબીયત વધારે બગડી છે?"

"ના, ના, મહારાજા તો ઉંઘ લઈ રહ્યા છે. વૈદરાજ અને એક ચાકર તેમની પાસે સૂતા છે."

મુખ સુધી આવી ગએલો કોળીયો પાછો દૂર જતો રહેતો હોય એવું મહંતને થયું. તેણે પૂછયું : "ત્યારે તું અહીં કેમ આવી છે?"

"બડા બજરંગથી કોઇ માણસ સંદેશો લઇને આવ્યો છે તે આપને મળવા ઇચ્છે છે. આપ જાગો છો કે નિદ્રાધીન છો તે જાણવા માટે હું આવી છું."

"જા, તેને અહીં મોકલ." મહંતે ફરમાવ્યું અને દાસી ગઇ, પણ મહંત પાછો વિચારમાં પડી ગયો. આટલી મોડી રાત્રે બડા બજરંગથી ખાસ સંદેશવાહક આવ્યો છે, તો શું કાંઇ અવનવો પ્રકાર બન્યો હશે. પોતાની ગેરહાજરીમાં ત્યાંનો કાંઇ ભેદ ખુલ્લો પડી ગયો હશે, કિંવા ધાડપાડુઓ આવીને આશ્રમ લૂંટી ગયા હશે, એવી કાંઇ કાંઇ અમંગળ શંકાઓ તેને થવા લાગી. દ્વાર અમસ્થું બંધ કરીને અને દીવીમાં બળતો દીવો જરા સતેજ કરીને તે પાછો પલંગ ભણી

વળ્યો, પણ તેને સાંભર્યું કે પોતાના માણસની સમક્ષ પોતે પલંગમાં સૂતેલો કે બેઠેલો હોય તે ઠીક નહિ દેખાય, એટલે તે પોતાના શયન માટે પાથરેલી દર્ભની સાદડી પર જ સંદેશવાહકની રાહ જોતો અને જૂદી જૂદી દિશાઓમાં વિચારના ઘોડા દોડાવતો બેઠો.

મહંતે અધઘડી રાહ જોઈ હશે એટલામાં દ્વાર ધક્કેલીને કોઇ અંદર આવ્યું. બહાર કોઇ દીવા સાથે ઊભેલું જણાયું પણ તે અંદર આવ્યું નહિ અને આગંતુક પુરૂષે દ્વાર બંધ કરીને સાંકળ વાસી. મહંત તેને આવતો જોઇ રહ્યો તેની વય જુવાન હતી, માથે પાઘડી હતી, પગમાં સુરવાળ અને ઉપર ભેઠ બાંધી હતી. મહંતની નજીક જઇને દંડવત્ પડી પ્રણામ કરી તે તેની સામે બેઠો. દીવાનો ઝાંખો ઝાંખો પ્રકાશ તેના મુખ પર પડી રહ્યો હતો.

"તું બડા બજરંગથી ક્યારે આવ્યો ? શા સમાચાર લાવ્યોછે ?"

"સમાચાર સારા છે, સાહેબ."

મહંતને સારા સમાચારની પ્રસ્તાવનાથી કશા અમંગળ કે ઉત્પાતની ચિંતા ન રહી. પોતાનું પ્રારબ્ધ હવે ફળી રહ્યું હતું તે વિષે તેની વધુ ને વધુ ખાત્રી થઇ રહી હતી.

"ત્યારે તું શું મને તેડવા આવ્યો છે ? સ્વામીજીએ તને મોકલ્યો હશે. સ્વામીજીને કહેજે કે હમણાં થોડા દિવસ મારાથી રાજાને છોડી શકાય તેમ નથી અને મને તેમણે આગ્રહપૂર્વક રોકી રાખ્યો છે."

આગંતુક પુરૂષે કશો જવાબ ન આપ્યો.

મહંતે ભ્રૂકુટી ચડાવીને કહ્યું: "અલ્યા, શું તું કાંઇ ગુપ્ત સંદેશો લાવ્યો છે ? કેમ કશું બોલતો નથી ? અહીં મારા અને તારા સિવાય બીજું કોઇ નથી. ગુપ્ત સંદેશો હોય તોપણ ઝટપટ બોલી જા."

"હું શું બોલું ? આપ મને ઓળખી શક્યા નહિ."

મહંતે તેને ઓળખવા માટે આંખોને તીવ્ર કરી, પણ કાંઇ ઓળખાણ પડી નહિ. મહંતે કહ્યું: "હું તને ઓળખી શક્યો નથી એ ખરૂં, પણ તારો સ્વર મને પરિચીત લાગે છે. તારી ઓળખ મને ન પડે, તોપણ સંદેશો કહી સંભળાવવામાં શો વાંધો છે ?"

"અરે, વાહ રે મહંત સાહેબ! એટલી વારમાં આપ મારો સ્વર અને ચહેરો બધું ભૂલી ગયા?" એમ કહેતાં જ તેણે પાઘડી ઉતારીને બાજુએ મૂકી, કે તુરત પાઘડીમાં છૂપાવેલો લાંબો કેશકલાપ નીચે સરીને તેના વદનમંડળની આસપાસ ઝૂલવા લાગ્યો! આગંતુક વ્યક્તિનું સ્ત્રીસ્વરૂપ હવે ખુલ્લું થઇ ગયું. મહંત ચમકી ગયો અને બોલી ઉઠ્યો: "કોણ, વિજ્જુલકુંવર?"

"હા, મહંતસાહેબ! મેં ધાર્યું હતું કે આપ મને સૌથી પહેલાં સ્વર પરથી જ ઓળખી લેશો એટલે મારે મારી મેળે ઓળખ આપવી પડશે નહિ, પણ આપ તો કેવળ ભૂલાવામાં પડી ગયા!"

મહંત કશું ન બોલ્યો. તે નીચી નજરે જોઇ જ રહ્યો. વિજ્જુલ-કુંવર સામેથી પોતાની દૃષ્ટિને તેણે ક્યારની પાછી બોલાવી લીધી હતી. વિજ્જુલા અહીં શામાટે આવી હતી તે તે જાણતો નહોતો; તે જાણવાની તેની ઇચ્છા તો હતી જ, પરન્તુ પ્રથમ એકાંત પરિચય વખતે જ વિજ્જુલા ઉપર પોતાના બ્રહ્મચારીપણાની, પોતાના તપસ્વીપણાની, પોતાની નિઃસ્પૃહતાની પૂરેપૂરી છાપ પાડવાનો તે સંકલ્પ કરી રહ્યો હતો.

મહંતને નીચી દૃષ્ટિ કરી રહેલો અને કશું નહિ બોલતો જોઇને વિજ્જુલકુંવર મનમાં ગુંચવાવા લાગી. મહંતના માનસમાંથી છૂટતી તેજધારાઓ વિજ્જુલાનાં અંગમાંથી પ્રસ્વેદબિંદુઓ ઝમાવવા લાગી.

## પ્રકરણ ૨૧ મું

### મહંતના માનસની પરીક્ષા

મહંત પોતાના ધ્યાનમાંથી કે મૌનમાંથી ડગ્યો નહિ. તેની ચડતી જતી ભ્રકુટી પર વિજ્જુલાની આંખો ફરવા લાગી. તેના ચહેરાની વધતી જતી ગંભીરતાથી વિજ્જુલાનું હૃદય થડકવા લાગ્યું. નીચું નિહાળી રહેલાં છતાં વારંવાર ઉઘાડ-મીંચ થતાં મહંતનાં

નેત્રોમાંથી વહેતો અદૃશ્ય પ્રવાહ વિજ્જુલાને ડારવા લાગ્યો. તેને ભય લાગવા માંડ્યો કે આવે સમયે મહંતની સમક્ષ પોતે એકલી હાજર થઈ છે, તેનો અનર્થ કરીને મહંત પોતાને કફોડી સ્થિતિમાં તો નહિ મૂકે ? તેની ઇચ્છા એવી હતી કે મહંત પોતાને કાંઇ પૂછે, પોતે અહીં શામાટે આવી હતી તેવો કાંઇ પ્રશ્ન કરે, તે પછી પોતે બોલવું, પરંતુ મૌનમાં અધઘડી ચાલી ગઇ છતાં મહંત કશું બોલ્યો નહિ અને વિજ્જુલા અકળાવા લાગી. છેવટે તેને જ બોલવું પડ્યું : "કેમ, મહંત સાહેબ ! હવે આપનું ધ્યાન પૂરૂં થઈ ગયું ?" પણ એ વાક્યમાં વિજ્જુલાએ પોતાની પૂરી ચતુરાઇનો ઉપયોગ કર્યો હતો.

મહંતે કહ્યું : "હું ધ્યાનમાં નથી બેઠો મૈયા !" આંખો નીચી ઢાળી રાખીને જ તે આગળ બોલ્યો : "તમે શું કહેવા આવ્યાં છો તે સાંભળવાની આશાથી હું મૌન સેવી રહ્યો છું."

"ઠીક, મારા આગમનનું કારણ હું હમણાં જ કહીશ, પરંતુ જો આપને સ્ત્રીજાતિ ઉપર એવો તિરસ્કાર આવતો હોય કે આપ તેની સામે ઉંચી આંખે પણ ન જુઓ, તો પછી મારે આપને કશું કહેવાનું નથી; હું જેમ આવી છું તેમ જ પાછી ચાલી જઉં."

"મૈયા ! એમાં માઠું લગાડવાનું કશું કારણ નથી. બ્રહ્મચારીનો જે ધર્મ છે તે ધર્મનું માત્ર હું પાલન કરૂં છું. સ્ત્રીજાતિને હું તિરસ્કારતો નથી; મારી યોગપ્રક્રિયામાં સ્ત્રીજાતિને એટલું જ નહિ પણ વારાંગનાઓને અને નૃત્યાંગનાઓને પણ સ્થાન છે એ શું તમે નથી જાણતાં ?"

"જાણું છું, મહારાજ ! હું એ વાત જાણું છું, આપે સર્વ ઇન્દ્રિયોના મોહને જીત્યો છે એ હું જાણું છું અને તેથી જ મને માઠું લાગે છે કે આપ જેવા સંયમી પુરૂષ મારી સામે ઉંચી આંખે જોયા વિના કેવળ મૌન સેવી રહ્યા છો !"

"એક બ્રહ્મચારીએ સ્થાન અને સમયનો પણ વિચાર કરવો જોઇએ, રાણીજી ! અન્યત્ર વિજયી થએલો બ્રહ્મચારી કોઈ અસાધારણ સ્થાન અને સંયોગોમાં પરાજીત ન થાય તે તેણે સંભાળવું જોઇએ ને !

રાજમહાલયમાં, મધ્યરાત્રિને સમયે, કેવળ એકાંતમાં, એક મહારાણીને મળવાનો આ પ્રથમ જ પ્રસંગ મારા જીવનમાં આવ્યો છે."

વિજ્જુલા મહંતના જીવનની કાળી બાજુ જાણતી નહોતી. તેનો પ્રભાવ તેના મન ઉપર પડેલો હતો. તેના સંયમ ઉપર તેને વિશ્વાસ હતો; પરન્તુ એ ચતુર સુંદરી આજે મહંતના શબ્દો ઉપરથી સમજી કે—મહંતને પોતાના મનોબળ ઉપર પુરો વિશ્વાસ નથી! એ મન હજી ડગમગતી અવસ્થામાં છે! એક ચતુરાઇભર્યું વાક્ય ફેંકીને તેને પોતાની સામે જોતો કરવાનો વિજ્જુલાએ વિચાર કર્યો. તે માનતી જ હતી કે મહંત બ્રહ્મચારી છે, પરન્તુ તેના મનોબળ ઉપર તેને પુરો વિશ્વાસ નથી એટલું જ માત્ર જાણવાથી વિજ્જુલાને આશા બંધાઇ હતી કે પોતે તેને પોતા સામે જોતો બનાવી શકશે. તેણે બીજો દાવ અજમાવ્યો : "ઠીક ત્યારે, મહંત સાહેબ! હું જઉં છું. મારી પ્રત્યેની આપની આવી ઉપેક્ષાદષ્ટિ જોતાં આપની સાથે અહીં કાંઇ વાત કરવી એ મને ઠીક લાગતું નથી." અને ખરેખર એ શબ્દો બોલી રહીને વિજ્જુલા ઉઠી.

મહંતના મનોબળનું માપ મપાઇ ગયું! પોતાની બલવત્તર પ્રારબ્ધ રેખાને યોગે જ આ રાણી આ સમયે અહીં આવી હોવી જોઇએ અને તે પોતાના આગમનનું કારણ પણ કહ્યા વિના એમ ને એમ ચાલી જાય, તે હનુમંતપ્રસાદથી વેઠી શકાય તેમ નહોતું! તેની મહત્ત્વાકાંક્ષાએ જ તેનામાંથી એ પ્રકારનું ધૈર્ય હરી લીધું હતું. તે એકદમ ઉંચું મસ્તક કરીને બોલ્યો : "બેસો બેસો, રાણીજી! હું નીચી દષ્ટિ રાખું તે તમને તમારી ઉપેક્ષા થતી લાગતી હોય, તો ભલે હું ઉંચી દષ્ટિથી તમારી સાથે વાત કરીશ, પણ તમને નિરર્થક માઠું લાગે એવી મારી ઇચ્છા નથી. કહો, તમારે શું કહેવાનું છે?"

ચતુર વિજ્જુલા! તે આ મહંતના મનોબળને માપી ચૂકી! તેના દિલ ઉપર મહંતના બ્રહ્મચર્ય સંયમ અને યોગનો જે પ્રભાવ પડ્યો હતો તે પ્રભાવ નીતરી જવા લાગ્યો. તેના પહેલાંની મહારાણી

ઉઠી ગઇ અને હિંમત આવી. તે મહંતની સામે પાછી બેઠી અને બોલી: "મહંત સાહેબ! મારે આપને કહેવાનું એ જ છે કે મહારાજાની ચિંતાનો વિષય આપ જાણી ચૂક્યા છો અને આપના સિવાય અન્ય કોઇ એમનું વિશ્વાસપાત્ર નથી તે પણ આપ મહારાજાને મુખેથી સાંભળી ચૂક્યા છો."

મહંત વિચારમાં પડી ગયો. વિજ્જુલાના સાંભળતાં ઇશ્વરસિંહે મહંતને વાત કહી નહોતી, તોપછી વિજ્જુલાએ આ વાત કેવી રીતે જાણી એ પ્રશ્ન તેના મનમાં ઉપસ્થિત થયો. કાંતો વિજ્જુલાએ ગુપ્ત રહીને એ વાત સાંભળી હોવી જોઇએ, અને કાંતો રાજાએ પાછળથી એ બધી વાત વિજ્જુલાને કહી હોવી જોઇએ, કારણકે રાજાને વિજ્જુલા ઉપર પણ વિશ્વાસ તો હતો જ: આવો ખુલાસો મહંતને પોતાનું મન આપવા લાગ્યું. પાછળથી તેને સાંભર્યું કે રાજાએ પોતાને આ વાત કહી, તે વખતે વિજ્જુલા પાછળથી દૂધનો કટોરો લઇને આવી પહોંચેલી દેખાઈ હતી, એટલે તેણે એ વાત કદાચ સાંભળી પણ હોય. વિજ્જુલાએ એવી ઢબથી વાત શરૂ કરી હતી કે મહંતથી જૂઠું બોલી શકાય નહિ, અને જૂઠું બોલવા જતાં વિજ્જુલા ઉપરનો તેનો પ્રભાવ ઓછો થઈ જાય. મહંત જવાબમાં બોલ્યો: "હં, પછી?"

વિજ્જુલાને સમજાયું કે મહંત પહોંચેલો તો છે! પોતાનું દિલ કળાવા દેતો નથી. તે આગળ બોલી: "અને આપ એ પણ જાણી ચૂક્યા છો કે પોતાની બધી રાણીઓમાં મહારાજાનો મારી પ્રત્યે જેટલો સદ્ભાવ છે તેટલો બીજી કોઇ રાણી પ્રત્યે નથી."

"હં, પછી?"

"પછી એ જ કે આપને મહારાજાએ પોતાના મૃત્યુ પછી રાજ્યવહીવટ સંભાળવા માટે જે આમંત્રણ કર્યું છે, તે માટે આપ આનાકાની કર્યા વિના હા કહેશો એવો મારો પણ આપને આગ્રહ છે."

"હા, મૈયા! તમારૂં તે કહેવું ખરૂં છે, પરન્તુ મારે માટે એ બહુ વિચારણીય પ્રશ્ન છે. મને ભય રહે છે કે જો હું રાજ્યવહીવટની

ગુંચવણોમાં પડીશ, તો પછી બડા બજરંગ મારા પર કોપાયમાન થશે. હવે બડા બજરંગ મને શો જવાબ આપે છે તે મારે જોવાનું છે. જો મને તે પ્રેરણા કરશે તો હું હા કહીશ અને જો પ્રેરણા નહિ કરે, તો હું ના કહીશ."

"પણ આપ કાલે તો મહારાજાને જવાબ આપવાના છો ને?"

"હા; આજે બ્રાહ્મમુહૂર્તે હું સમાધિ ચડાવીને બજરંગ બાપાનો જવાબ મેળવીશ, અને મારો નિશ્ચય કરી વાળીશ."

"મહંત સાહેબ! બજરંગ બાપા આવા પુણ્યકાર્યમાં ના નહિ કહે; વળી એક રાજ્ય વ્યવસ્થિત રહે તો હજારો ને લાખોની પ્રજા સુખી થાય, નહિતો દુઃખી થાય; બજરંગ બાપા પ્રજા દુઃખી થાય તેવો જવાબ કદાપિ આપે નહિ. પરન્તુ મહંત સાહેબ! મહારાજાએ એક બીજી બાબતનો પૂરો વિચાર કર્યો નથી એમ શું આપને નથી લાગતું?"

"કઇ બાબતનો?"

"વિલાસની બાબતનો."

"વિલાસ પરણે એટલે તેના પતિને જ રાજ્ય સોંપવાનું છે ને?"

"હા, પરન્તુ વિલાસ પરણે ત્યાંસુધી જેવી રીતે રાજ્યવહીવટ આપ ચલાવો તેવી રીતે વિલાસનું હિત જાળવવા માટે તેની માતા પણ રાજ્યવહીવટમાં શામેલ હોવી જોઇએ એ શું જરૂરનું નથી?"

"પણ વિલાસની માતા તો મરણ પામી છે."

"તેટલા માટે જ મારૂં કહેવું છે કે જો મારી પ્રત્યે મહારાજાનો સદ્‌ભાવ છે તો એ સ્થાને આપની સાથે જ મને નિયુક્ત કરવાની સલાહ આપ મહારાજાને આપો તો સારૂં. મારે કાંઇ રાજ્યવહીવટ ચલાવવો નથી; એ કાચી કુંવારી પુત્રી કાંઇ મારી નથી, તેની માતા મરણ પામી છે; પરન્તુ તેની પ્રત્યે સગી માતા જેવો મારો ભાવ છે અને તેનો મારી પ્રત્યે પુત્રીવત્ ભાવ છે; એટલે મારૂં દિલ તેની પ્રત્યે ખેંચાય છે. જો મહારાજા પોતાના જીવન દર્મિયાન તેનું હિત મારા હાથમાં નહિ સોંપી જાય, તો મને તેનું અકલ્યાણ થવાનો ડર રહે છે."

"રાણીજી! મહારાજાને સલાહ આપવી એ કાંઈ મારું કામ નથી. આ બાબત એવી છે કે તમે મહારાજાને કહી શકો."

"મહારાજાને મેં વાત કરી છે, પરન્તુ આપનો ટેકો હોય તો એ વાત તેમને જલ્દી ગળે ઊતરી જાય; અને પોતાના મૃત્યુ પછી મહારાજ આપને અને મને બેઉને રાજ્યની તથા રાજકુટુંબની વ્યવસ્થા સોંપે."

મહંતને વિજ્જુલાનો મનોભાવ કળી જતાં વાર લાગી નહિ. ઈશ્વરસિંહના મૃત્યુ પછી રાજ્યની સત્તા થોડે અંશે પોતાના હાથમાં પણ રહે, એવી એ સુંદરીની આકાંક્ષા છે એવું મહંત સમજી ગયો. સત્તામાં ભાગ પડાવનાર કોઇ ઇદં તૃતીયં જાગે તે કોને ઇષ્ટ લાગે? પણ પ્રકટ રીતે તો મહંતથી પોતાના માનસનું પ્રકટીકરણ થઈ શકે તેમ નહોતું. તેણે ધીરેથી કહ્યું: "વિજ્જુલકુંવર! રાજ્યવહીવટ મેં હાથમાં લેવાનો હજી કાંઈ નિશ્ચય કર્યો નથી અને મહારાજા આજે કે છ માસ પછી કિંવા છ વર્ષ પછી મૃત્યુ પામશે એ કંઇ ચોક્કસ કહી શકાય નહિ. અત્યારે બધી અચોક્કસ સ્થિતિ છે અને માત્ર અમંગળ ભાવિના ભયથી મહારાજાના મૃત્યુ પછી ભલે ગમે તે વહીવટ ચલાવનાર તરીકે નિમાય, પણ એ વહીવટ ચલાવનાર પોતાના અધિકારથી તમને વિલાસનું હિત જાળવવા માટેનો કાર્યભાર સોંપે, તો પછી ચાલી શકે. અત્યારે બધી અચોક્કસ સ્થિતિમાં મહારાજાને અકળાવે તેવા કોયડા ક્યાં ઉપસ્થિત કરવા?"

વિજ્જુલા મહંતના મનોભાવને કળી ગઇ! તે સમજી ગઇ કે આ યોગી નથી પણ મોટો ધૂનારો છે! તેના મનમાં રાજ્યની લાલસા જાગી ચૂકી છે અને તેમાં કોઈ ભાગ પડાવે તે તેને ગમતું નથી! તેના દિલને વધારે સ્પષ્ટતાથી સમજવા માટે તેણે પૂછ્યું: "કદાચ બડા બજરંગ આપને પ્રેરણા કરે, આપ રાજ્યવહીવટ માથે લો, અને મારી જ સૂચનાથી મહારાજ આપને પૂછે કે વિલાસ માટેનો કાર્યભાર અન્ય કોઇને સોંપવાની જરૂર છે કે નહિ, તો આપ મારા અભિપ્રાયને સંમતિ આપશો ને?"

મહંત વધારે સંકડામણમાં આવી પડ્યો. તે જરા વિચાર કરીને બોલ્યો: "એ માટે પણ બડા બજરંગ કેવી પ્રેરણા મને કરે છે, તે મારે જોવું જોઇએ, રાણીજી!"

"ઠીક, ત્યારે હું જઉં છું; એક બાબત વિષે બડા બજરંગની પ્રેરણા આપ જાણી લેજો અને તે પ્રમાણે આપ કરશો, તોએ કશી ફીકર નથી. હવે હું રજા લઉં છું." એમ કહેતી વિજ્જુલા ઉઠી. ઉઠતાં ઉઠતાં તે બોલી: "મહંત સાહેબ! આવો પલંગ મૂકીને આપ કોંચે સાદડી પર સૂઓ છો?"

"મારે પલંગ શામાટે જોઇએ? બ્રહ્મચારીને વળી સુંવાળી શય્યા શી? જો અહીં બાણશય્યા હોય, તો હું એક રાત આ પલંગ ઉપર સૂઇ રહું! અત્યારે તો એ પલંગ નકામો જ છે."

પણ વિજ્જુલાએ જોયું કે એ પલંગ તદ્દન નકામો પડી રહ્યો નહિ હોય, કારણકે તે ઉપરની તળાઇની રેશમી ચાદર વીંખાયલી—ચોળાયલી પડી હતી! વિજ્જુલા એના દંભ ઉપર માત્ર ઓઠમાં જ હસી અને મહંત સમીપે મસ્તક નમાવીને ચાલી ગઇ.

## પ્રકરણ ૨૨ મું

### વિજ્જુલકુંવર

મહારાજા ઇશ્વરસિંહની માનીતી રાણી વિજ્જુલકુંવર અત્યારે પચ્ચીસેક વર્ષની વયની હતી. ઇશ્વરસિંહની બધી રાણીઓમાં તે નાનામાં નાની હતી અને ઇશ્વરસિંહને પરણનારી રાણીઓમાં તે છેલ્લી પણ હતી. પાંડુપુરના ઠાકોર બખ્તાવરમલની તે બહેન હતી. ઇશ્વરસિંહને તેની વૃદ્ધ વયમાં રાજીખુશીથી પરણનાર રાણીઓમાંની એકલી વિજ્જુલકુંવર જ અત્યારે જીવતી હતી. બખ્તાવરમલે જ્યારે પોતાની બહેનને એ વૃદ્ધ મહારાજા સાથે પરણાવી, ત્યારે લોકોને બહુ નવાઇ લાગી

હતી. કોઇ એમ માનતું કે વિજ્જુલા મોટી થઈ ગઈ છે અને કોઇ રાજા કે રાજકુંવર તેને પરણવા તૈયાર થતો નથી એટલે પછી વિના-છૂટકે બખ્તાવરમલે પોતાની બહેનને ઇશ્વરસિંહ સાથે પરણાવી દીધી છે અને તેના કુંવારઘડા ઊતાર્યા છે. કોઇ એમ પણ કહેતું કે રાજા ઘરડો છે તો મરશે પણ પોતાની રયાસત તો સાથે નહિ લઈ જાય ને? મોટી રયાસત મેળવીને મોજ કરવાને જ વિજ્જુલા પોતાની ઇચ્છાથી ઇશ્વરસિંહને પરણી છે. આવી કાંઇ કાંઇ વાતો લોકોમાં એ લગ્ન થયું ત્યારે ચાલતી, પરન્તુ પરણી આવીને તુરત વિજ્જુલાએ પોતાના વૃદ્ધ તથા અશક્ત થતા જતા સ્વામીની જે સેવા ઉઠાવવા માંડી હતી તે ઉપરથી લોકો હવે એમ માનવા લાગ્યા હતા કે કુંવારા રહેવાથી સ્ત્રીની દુર્ગતિ થાય છે અને પરણ્યા વિના તેની સદ્‌ગતિ સંભવિત નથી એટલે સતી નર્મદાની પેઠે માત્ર સ્વામીની સેવા કરવા માટે જ વિજ્જુલકુંવરે આવા પતિને પરણવાનું પસંદ કર્યું હતું. આ પ્રમાણે લોકોમાં વિવિધ માન્યતાઓ પ્રસરી હતી, છતાં એટલું ખરૂં હતું કે વિજ્જુલાની પતિભક્તિથી પ્રસન્ન થઇને રાજાએ તેને માનીતી રાણી કરી સ્થાપી હતી અને પોતાની પાસે રહેવા માટે એક માત્ર વિજ્જુલાને જ છૂટ આપી હતી. પિતૃભક્ત રાજકુમારી વિલાસની સાથે પણ એ જ કારણથી વિજ્જુલાને સારો મેળ હતો.

વિજ્જુલા પતિસેવા કરતી, પતિના પલંગ પાસે અખંડ ઉજાગરા કરતાં કે પતિના મસ્તકને આખી રાત દાબતાં તે થાકતી નહિ, વિલાસને 'બહેન બહેન' કહેતાં તેની જીભ સુકાતી, સ્વામીના દેહદુઃખની કે વિલાસના મનોદુઃખની વાત સાંભળતાં તે અત્યંત ચિંતાગ્રસ્ત થઇ જતી અને કોઇ વાર એકાંતમાં રડતી પણ દેખાતી; તેણે કોઈ જાતનું કપટ કર્યું હોય એવું કોઈ જાણતું નહોતું, વૃદ્ધ સ્વામીની પત્ની હોવા છતાં તેણે કોઇ પરપુરૂષ ઉપર નજર નાંખી હોય એવું કોઇએ સાંભળ્યું નહોતું, પોતાના શારીર સુખ માટે કે વસ્ત્રાલંકારો માટે તેણે જરા પણ ચિંતા કે કાળજી રાખી હોય તેવી કોઇને ખબર

નહોતી; વૃદ્ધ પતિની સેવામાં જ હમેશાં આરક્ત રહેનાર વિજ્જુલાને સતી સુકન્યાને નામે લોકો ઓળખતા નહોતા એટલી જ માત્ર ખામી હતી, છતાં તેનું ચાંચલ્ય, તેનો મોજીલો સ્વભાવ, તેની બોલવાની ઝમક, તેનું રમતીયાળપણું, તેનું મૃદુ હાસ્ય કે તેનો કોઇ વિરલ કટાક્ષ, એ બધું અનુભવનારને તેનો સ્વભાવ કેવળ અગમ્ય જણાતો! નેત્રોની ચંચળતા, શરીરનું યૌવન, વદનનું લાવણ્ય, બોલવાની ચતુરાઇ અને સ્વામીનું વૃદ્ધત્વ એ બધાનો વિચાર કરનારને લાગતું કે એ સ્ત્રી જરૂર પરપુરૂષગામિની હશે; પરન્તુ અંતઃપુરનાં દાસ–દાસીઓ સુદ્ધાં વિજ્જુલા ઉપર એવો આરોપ મૂકવામાં પાપ સમજતાં અને તેના સતીત્વની અંતરથી પ્રશંસા કરતાં.

સૌથી પહેલી જ વાર જ્યારે વિજ્જુલાએ પુરૂષવેશ પહેરવા માંડયો ત્યારે અંતઃપુરની તેની બે વિશ્વાસુ દાસીઓ ચમકી ગઈ હતી. કોઇ દિવસ નહિ અને આજે રાણીજી આ શું કરી રહ્યાં છે તે દાસીઓને કાંઇ સમજાયું નહિ. પણ જ્યારે વિજ્જુલાએ હસીને દાસીઓને કહ્યું કે " મારે મહંત સાહેબને મળવા જવું છે અને તેમને જરા આ વેશથી ચમકાવવા છે " ત્યારે દાસીઓને કશો અંદેશો રહ્યો નહિ. મહંત સાહેબના જીવનની પવિત્રતાનો જે ઉંચો ખ્યાલ લોકોમાં હતો તે જોતાં તેને રાત્રિને સમયે મળવા જનાર રાણી ઉપર કોઇને કશી શંકા રાખવાનું કારણ હોય નહિ.

વિજ્જુલા મહંત પાસેથી પાછી ફરી અને વસ્ત્રો બદલાવીને સ્વામીના શય્યાખંડમાં ગઇ. ઇશ્વરસિંહ આરામથી ઉંઘતો હતો, વૈદ્ય પણ ઉંઘતો હતો અને એક સેવક જાગતો બેઠો હતો. વિજ્જુલા સ્વામીને સ્વસ્થ જોઇને પોતાના શય્યાખંડમાં ગઇ. તે સૂતી પણ તેને ઉંઘ આવી નહિ. મહંતની દાનત ઉપર તેને પાકો સંશય ઉત્પન્ન થયો હતો અને જો મહંત એકલો જ રાજ્યનો ભવિષ્યનો રક્ષક થવાનો લોભ પકડી બેસે, તો તેને તેમાંથી હઠાવવાને કઇ યુક્તિ કરવી તેનો તે વિચાર કરી રહી હતી. પરોઢ થતાં તેની વિચારમાળા પૂરી થઇ અને તેને જરા નિદ્રા આવી.

પ્રભાત થયું. મહંત હજી પોતાની દેવસેવામાં હતો, તે વખતે વિજળુલા મ્લાન વદને સ્વામીની સમીપે હાજર થઈ અને ઓશિઆળે મ્હોંએ પલંગની ઇસ ઉપર બેઠી. તે કશું બોલી નહિ. રોજ પરોઢમાં વહેલી આવીને જે વિજળુલા સ્વામીના કુશળ વર્તમાન પૂછતી હતી, તે આજ રોજ કરતાં મોડી આવીને ગુપચુપ બેઠી તે રાજાને જરા નવાઇ જેવું લાગ્યું. રાણીના વદન પર શોકની ઉંડી રેખાઓ રાજાએ જોઇ અને તે બોલ્યોઃ "તું કેમ ઓશિઆળી થઇને બેઠી છે? કાલે કરતાં આજે મને ઠીક છે."

વિજળુલાની આંખોમાંથી ડબ ડબ આંસુ સરી પડયાં. ઇશ્વરસિંહ અજબ થયો. તે બળ કરીને પલંગમાં બેઠો થયો અને રાણીના વાંસા પર હાથ મૂકીને બોલ્યો: "મેં કહ્યું કે મને આજે સારૂં છે, છતાં તું આટલી ચિંતાતુર કેમ બને છે?"

"નાથ! આપે શું અમને એક યોગીની સેવા કરવા માટે મૂકી જવાનો વિચાર કર્યો છે?"

"એ તને કોણે કહ્યું? મહંતને હું મારી પછી રાજ્યાધિકાર સોંપી જવા ઇચ્છું છું તે ઉપરથી તું આવું કહે છે? વિલાસ જ્યાંસુધી પરણે ત્યાંસુધી જ મહંત રાજ્ય સંભાળે એવો મારો ઇરાદો છે. તે યોગી છે, તેને કશો લોભ કે મોહ નથી, એટલે તે સૌનું કલ્યાણ જ કરશે: તમને કોઇને તે દુઃખી થવા નહિ દે."

"તે રાજ્ય સંભાળશે એટલે અમે પણ મહંતના જ અધિકારની હેઠળ. તમારી સત્તર રાણીઓ અને એક રાજકુમારી એ બધાં ઉપર એક જોગીનો અધિકાર રહે, તેનો શો અર્થ? એ જ કે અમારે અને બિચારી વિલાસને પણ એની ગુલામી કરવાની."

"નહિ, નહિ, એમ નહિ. એ નિઃસ્પૃહી મહંત તમને ગુલામ બનાવી દે એ કલ્પના જ ખોટી છે રાણી! આપણા વયોવૃદ્ધ પ્રધાન પણ એ જ વ્યવસ્થા સૂચવે છે. તને મહંત ઉપર કાંઇ અવિશ્વાસ છે?"

"એ પરમપવિત્ર જોગી ઉપર મને શા માટે અવિશ્વાસ હોય?

પણ રાજકુટુંબ ઉપર કોઇ પરાયાનો અધિકાર કેમ સહાય ? મારી તો એવી માંગણી છે કે આપની પાછળ બધી રાણીઓ સતી થઇને બળી મરે એવી આજ્ઞા આપ કરતા જાઓ, એટલે અમને નિરાંત; બીજીની વાત હું કહેતી નથી, પણ મને તો જરૂર નિરાંત થશે; મને જીવવાની જરા પણ ઇચ્છા હોય, તો તે માત્ર વિલાસની ખાતર; નહિતો અહીંથી પ્રયાણ કરીને સ્વર્ગમાં પણ સ્વામીની સેવા કરવાનું સદ્‌ભાગ્ય મને મળે, એથી રૂડું શું ?"

વિજ્જુલાના ઉદ્‌ગાર સાંભળીને ઇશ્વરસિંહ વિચારમાં પડી ગયો. તેનાથી વધુ વખત બેસી રહી શકાયું નહિ, એટલે તે પાછો બિછાનામાં પડયો. રાણીનાં આંસુએ, તેના પ્રેમોદ્‌ગારે તેના અંતરમાં મુંઝવણ પેદા કરી હતી. કેટલીક વારે તે બોલ્યો : " તું ગભરાઇશ નહિ; મારી પાછળ બળી મરવાનું મારે કોઇને કહેવું નથી. રાજ્યની વ્યવસ્થા વિષે હું કાંઇ ઉતાવળ નહિ કરૂં; હજી મારી તબીયત સારી છે, ત્યાંસુધી કાંઈ બહુ ઉતાવળની જરૂર નથી. જરૂર પડશે તો મહંતને થોડા દિવસ વધારે રોકીશું."

વિજ્જુલાનું સ્ત્રીચરિત્ર હાલ તુરતને માટે તો વિજયી નીવડયું અને તેની ચિંતાતુરતા ઉડી ગઇ. થોડી વાર રહીને તે અંતઃપુરમાં ગઇ.

ત્યારપછી પ્રધાન આવ્યો અને રાજાને કાંઇ પૂછી ગયો. સેનાપતિ આવ્યો અને રાજાની કુશળતાની ખબર પૂછી ચાલ્યો ગયો. વિલાસ આવી અને પિતાને વંદન કરીને ચાલી ગઇ. વૈદ આવ્યો અને રાજાને માટે ઔષધસામગ્રી લાવીને સેવકોને સૂચના કરી ચાલ્યો ગયો. પહોર દિવસ ચડયો ત્યારે મહંત આવ્યો અને રાજાને આશીર્વાદ આપતો કુશળ વાર્તા પૂછવા લાગ્યો. મહંતને રાજ્યાધિકાર લેવા માટે બાડા બજરંગ સમાધિમાં હા કહી ગયા હતા ! વિજ્જુલકુંવરને એ રાજ્યાધિકારમાં ભાગ લેવા દેવાની બાડા બજરંગની ચોખ્ખી ના હતી ! એક બ્રહ્મચારીની સાથે કોઇ પણ અધિકારમાં સ્ત્રીનો હાથ હોઇ શકે નહિ એવી દલીલ બાડા બજરંગે મહંતને સુજાડી હતી! પરન્તુ

મધ્યાહ્ન થયો, સાંજ પડી, રાત પણ પડી, છતાં રાજા ઇશ્વરસિંહે ગઇ કાલે ઉપાડેલી વાત વિષે આજે મહંતને કશું પૂછ્યું જ નહિ!! મહંતને ચિંતા ઉપજી કે દાવ હાથમાંથી ગયો કે શું?

## પ્રકરણ ૨૩ મું

### મહંત અપમાનને ગળી જાય છે

એક પ્રહર રાત્રિ વીતી ગઇ, પરન્તુ ઇશ્વરસિંહે મહંત પાસે કશી વાત છેડી નહિ. મહંતને હવે સમજાવા લાગ્યું કે વિજાુલકુંવરે રાજાના મનમાં કાંઇ સંદેહ ઉત્પન્ન કર્યો હશે અને તેથી જ રાજા બીજી બધી વાતો કરે છે, પરન્તુ ભવિષ્યમાં રાજ્યાધિકાર સોંપવાની વાત ઉચ્ચારતો નથી. જેમ જેમ રાત વીતવા લાગી, તેમ તેમ રાજાના પલંગ પાસેથી હાજરી ઓછી થવા લાગી. વિજાુલકુંવર પણ રાજાની આજ્ઞાથી પોતાના શયનગૃહમાં જતી રહી. સેવકો તથા બીજાઓને જરા દૂર જોઇને રાજાએ સૂતાં સૂતાં મહંતને ધીમેથી કહ્યું : "મહંત સાહેબ!"

"શું છે રાજાજી?"

"તમને નવાઇ તો લાગી હશે કે હું આજે કેમ પેલી વાત સંબંધે કાંઇ બોલતો નથી."

"નહિ નહિ, એમાં નવાઈનું કશું કારણ નથી. રાજ્યાધિકારને પરહસ્તે સોંપવાની વાર્તા હમેશાં વિચારણીય જ હોય છે: એમાં ઉતાવળો નિર્ણય કોઇ વાર પસ્તાવો કરાવે છે." મહંતે ઠાવકાપણાથી કહ્યું.

"એ આપનું કહેવું ખરૂં છે. મારો તો નિશ્ચય જ છે, છતાં વિજાુલા રાણી એક નવી સૂચના કરે છે."

"કઈ સૂચના?"

"રાજકુટુંબની કાંઇ જૂદી વ્યવસ્થા રાખવી તે."

મહંત વિચારમાં પડી ગયો. તે મનમાં બબડ્યો : "વિજ્જુલા! તેં ચક્કર ફેરવ્યું ખરૂં!"

"કેમ, આપનો એ સંબંધે શો અભિપ્રાય છે?"

"આપ ઉપલક વાતો કરો છો; રાણીજીની સૂચના તેમની પાસેથી જ જો વિસ્તારથી જાણવામાં આવે તો પછી અભિપ્રાય બાંધી શકાય." મહંતે કહ્યું.

"સાચી વાત! અરે, અહીં કોણ છે?"

"જી હજુર! હાજર છીએ બાપુ!" એક દાસ અને દાસી રાજાના છેલ્લા ઉતાવળા શબ્દો સાંભળીને દોડી આવ્યાં અને રાજાની સામે હાથ જોડીને ઊભાં રહ્યાં.

"જુઓ, આ મહંત સાહેબને રાણી વિજ્જુલકુંવર પાસે લઇ જાઓ. રાણી સૂઈ ગયાં હોય, તો મહંત સાહેબને બીજા ઓરડામાં બેસાડીને અંદર ખબર આપજો." રાજાએ દાસ–દાસીને આજ્ઞા કરી.

મહંત રાજાની આ કારમી સૂચનાથી વિચારમાં તો પડી ગયો, પરંતુ દાસ અને દાસી અંતઃપુર તરફ જવા લાગ્યાં એટલે મહંત તેમની પાછળ યંત્રવત્ ચાલવા લાગ્યો. પહેલી જ મુલાકાતે વિજ્જુલા પોતાનું પાણી માપી ગઇ હશે કે શું એમ તેના અંતરમાં થયા કરતું હતું. રાણીની સ્વાર્થવૃત્તિ મહંતના સમજવામાં આવી ગઇ હતી, પરન્તુ પોતાની સ્વાર્થવૃત્તિ શું રાણીના સમજવામાં આવી હશે : એવો પ્રશ્ન તેના મનમાં થયા કરતો હતો. એ પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં તો દાસીએ અંતઃપુરનો એક ખંડ ઉઘાડતાં મહંતને સૂચવ્યું : "આપ સાહેબ અહીં બિરાજો, હું રાણીજીને ખબર આપું છું."

ઓરડામાં એક ઝાંખો દીવો બળી રહ્યો હતો. સાથે આવેલા સેવકે દીવો સતેજ કર્યો અને મહંતને એક આસન પર બેસવાની વિનતિ કરી. મહંતે આસપાસ જોયું. એ ખંડમાં રાણી વિજ્જુલકુંવરના દેહશણગારની કેટલીક સામગ્રી હતી અને ચિત્ર–વિચિત્ર ઘાટનાં આસનો હતાં. મહંતે એમાંના કોઇ પણ આસનપર નહિ બેસતાં ખંડની

વચ્ચોવચ્ચ ખુલ્લી જગ્યામાં સ્થાન લીધું અને રાણી આવી પહોંચે તે દર્મિયાન તે વિચારહીંડોળે હીંચવા લાગ્યો.

વિજ્જુલા આવે ત્યારે પોતે કેવું વર્તન ચલાવવું, તેની સાથે કેવી ઢબથી વાતચીત શરૂ કરવી, કેવી રીતે નિઃસ્પૃહતા બતાવવી, છતાં રાજ્યાધિકારને હાથમાંથી ચાલ્યો જવા ન દેવો: તે વિષેની મહંતની વિચારપરંપરામાં એક ઘડી ચાલી ગઈ. વિજ્જુલા વસ્ત્રો બદલાવીને શય્યામાં જ પડેલી હતી, એટલે મહંતની પાસે હાજર થતાં પહેલાં બીજાં વસ્ત્રો પરિધાન કરવામાં તેનો કેટલોક સમય ગયો અને તેથી તેને મહંત પાસે આવતાં વાર થઇ. શય્યાગૃહ અને મહંત જે ઓરડામાં બેઠો હતો તે ઓરડાની વચ્ચે એક બીજો ઓરડો હતો. શય્યાગૃહનું વચ્ચેનું દ્વાર ઉઘાડીને તે મહંતની સમીપે આવીને ઊભી રહી. ઓરડાના દ્વારમાં પેલો સેવક બેઠો હતો તેની સમીપે જોઇને કાંઇક દમામથી જ તે બોલી: " તું હવે જા, મહારાજને કહેજે કે મહંત આવી ગયા છે." દાસીને તો વિજ્જુલાએ કયારનીએ પાછી રવાના કરી દીધી હતી.

મહંત નીચું વદન કરીને જ બેઠો હતો. વિજ્જુલા આવી, છતાં હજી તેણે ઉંચી દૃષ્ટિ કરી નહોતી ! વિજ્જુલા એક આસન પર બેઠી અને બોલી: "મહંત સાહેબ ! નીચે કેમ બેઠા છો ? આસન પર તો બેસો !"

વિજ્જુલાની સામે દૃષ્ટિ કર્યા વિના મહંતનો છૂટકો નહોતો. પહેલી વારના પરિચય વખતે વિજ્જુલા સાથે થએલી વાતચીત તેને સાંભરતી હતી. તે વિજ્જુલાની સામે જોઇને બોલ્યો: " નહિ, નહિ, આસન પર હું નહિ બેસું. અહીં જો દર્ભાસન હોત તો હું તે ઉપર બેસત."

" મહંત સાહેબ! આ કેવી વિલક્ષણ વાત આપ કરો છો? આપના જેવા સંયમી પુરૂષને પણ ભય રહે છે કે–સુખાસન ઉપર બેસતાં કે સુંવાળી તળાઇમાં સૂતાં વૃત્તિ મલિન થઇ જાય; તો પછી આપની સાથે એકાંતમાં રાત્રિને સમયે બેસતાં મારા જેવી તરૂણીની વૃત્તિઓ વિષે તો આપને જરૂર હલકો વિચાર આવતો હશે! સંયમી પુરૂષોને પણ શું પોતાની વૃત્તિઓનો વિશ્વાસ નહિ હોય ?" વિજ્જુલાએ કહ્યું.

"રાણીજી! તમે મારા આચરણનો ઉલટો અર્થ કરો છો. સંયમી પુરૂષની વૃત્તિઓ દુર્બળ હોતી નથી, પરન્તુ એકાંત સુખવાસી જીવન ગાળવાથી વૃત્તિઓ જરૂર દુર્બળ થાય છે. હું આસન ઉપર બેસવા તૈયાર છું, પરન્તુ બીજી બાજુએ તેનું પ્રાયશ્ચિત્ત કરવાનું કુશાઆસન જોઇએ, તે અહીં નથી. મારા આશ્રમમાં તે બધાં સાધનો છે, એટલે અહીં હું માત્ર ભોંયે બેસીને જ ચલાવી લઉં છું."

વિજ્જુલા હસી. આગલી રાત્રે પલંગ પરની ચોળાયલી ચાદરવાળી તળાઇ તેને સાંભરી આવી. "હશે, હું આપને આસન પર બેસવાનો આગ્રહ નહિ કરૂં; આજે આપ પહેલેથી જ મારી સામે જોઇને વાત કરો છો, એટલું એ મારૂં સદ્‌ભાગ્ય હું માનું છું. કહો, મને શી આજ્ઞા છે? મહારાજાએ આપને અત્ર કેમ મોકલ્યા છે?"

"મહારાજાને તમે રાજ્યાધિકાર સંબંધી કાંઇ નવી સૂચના કરી હોય એમ મહારાજાએ મને જે કહ્યું તે ઉપરથી સમજાય છે. વારૂ, એ સૂચના કેવા પ્રકારની છે? તમે કઈ યોજના સૂચવો છો?" મહંતે પૂછ્યું.

"મારી પાસે કશી યોજના નથી. બડા બજરંગે આપને શો જવાબ આપ્યો તે આપે મહારાજાને કહ્યું?" વિજ્જુલાએ પૂછ્યું.

મહંત ગુંચવાયો. પોતાનું હાર્દ આ ચતુર સ્ત્રી પહેલાં જાણી લેવા ઇચ્છે છે, તે જોઇને મહંત જવાબ આપતાં ગુંચવાય એ સ્વાભાવિક હતું. પણ તેનાથી જવાબને ઉડાવી દેવાય તેમ ન હતું. તેને કહેવું જ પડયું કે: "બડા બજરંગનો ઉત્તર તો અનુકૂળ છે; રાજા અને પ્રજાના કલ્યાણને માટે બ્રહ્મચારીને રાજ્યાધિકાર સંભાળવો પડે તમાં કાંઇ અનિષ્ટ નથી: પણ—"

"પણ શું?" વિજ્જુલાએ મંદ હસતાં પ્રશ્ન કર્યો.

"પણ રાજકુટુંબના હિતને અર્થે વળી કાંઇ જૂદી કે સંયુક્ત વ્યવસ્થા કરવી એવું કાંઇ મહારાજને તમે કહ્યું છે તો તે વ્યવસ્થા કેવી કરવી તે જાણવા હું આવ્યો છું."

હજી વિજ્જુલા મૃદુ-મૃદુ હસતી જ હતી. તેના હાસ્યમાં

મહંતનો યોગપ્રભાવ અને પ્રતાપ તણાતો જતો હતો.

"અરે મહંત સાહેબ! એ વ્યવસ્થાની વાત આપને મેં ક્યાં કહી નથી? એ વ્યવસ્થા માટે આપના બડા બજરંગનો જવાબ અનુકૂળ છે કે પ્રતિકૂળ છે તે માત્ર હું જાણવા ઈચ્છુ છું." ગંભીર મુખે વિજ્જુલાએ સીધો પ્રશ્ન કર્યો.

"ગઈ રાત્રે તમે મને કહ્યું હતું, એ જ વાત ને! ઠીક છે, પણ એક મ્યાનમાં બે તલ્વાર સમાય ખરી?"

ગંભીરતામાંથી નીકળીને ઉગ્રતાની સીઢીને પહેલે પગથીયે ઊભાં રહેતાં વિજ્જુલાએ પૂછ્યું: "ત્યારે રાજ્યાધિકાર ચલાવનારા મ્યાનમાંની તલ્વાર રાજકુટુંબની ઉપર પણ પોતાનો કાબૂ જમાવે એ બની શકે ખરૂં?"

મહંત વિજ્જુલાના પ્રતાપમાં તણાવા લાગ્યો. સ્વાર્થલોલુપતા મનુષ્યમાંથી પ્રતાપ અને પ્રભાવનું કેટલી ઝડપથી હરણ કરી લે છે તેનો એક નમૂનો જ મહંત હનુમંતપ્રસાદ બની ગયો. તે સ્થિર દૃષ્ટિથી વિજ્જુલાના વદન સામે જોઇ રહ્યો અને થોડી વારે બોલ્યો: "મારા હાથમાં રાજ્યાધિકાર આવવાથી હું રાજકુટુંબને દુઃખી કરીશ, એમ તમે માનો છો રાણીજી?"

"નહિ, પણ રાજકુટુંબ આપના અંકુશ હેઠળ રહીને શા માટે જીવન ગુજારે? આપ ન્યાયી છો, પરન્તુ આપના હાથ હેઠળના અધિકારીઓ અન્યાય કરે અને રાજકુટુંબ દુઃખી થાય, એવી સ્થિતિ આવવાનો સંભવ ખરો કે નહિ?"

"ના; મારી આજ્ઞા વિના રાજકુટુંબને અધિકારીઓ કશો અન્યાય કરી શકે નહિ."

વિજ્જુલા મનમાં સમજી ગઇ કે મહંત ખરેખર રાજ્યાધિકારનો લોભી બની ગયો છે. ક્ષણભર તે વિચાર કરી રહી અને છેવટે કશા નિશ્ચય ઉપર આવતાં તેણે પોતાનું આસન ખસેડીને મહંતની નજીક આણ્યું. આસન પરથી તે ઉઠી અને દ્વારમાં આવી. તેણે ચોપાસ ઝાંખા અજવાળામાં દૃષ્ટિ કરી. નિકટમાં કોઇ માલૂમ પડ્યું નહિ. તે પાછી

આસન પર આવીને બેઠી. મહંત ચકિત દૃષ્ટિથી વિજ્જુલાની હીલચાલને નિહાળી રહ્યો. થોડી વાર બેઉ જણાં એક બીજાની સામે જોઈને ચૂપ જ બેસી રહ્યાં. છેવટે વિજ્જુલાએ ચૂપકી તોડી અને કહ્યું: "મહંત સાહેબ!..........." વળી તે ચમકી ગઈ.

"કેમ અચકાઓ છો? જે કહેવું હોય તે કહી નાંખોને રાણીજી!"

"શું કહું? તમે તમારૂં દિલ ખોલતા નથી, પછી હું શું કહું?"

"મારા દિલમાં કાંઈ જ નથી."

"કાંઈ જ નથી, એટલે જ રાજ્યાધિકારનો આટલો લોભ લાગ્યો જણાય છે!" વિજ્જુલા ખડખડ હસી: "કોઈ ભોળાને તમારી યોગવાર્તા સમજાવજો, મારી પાસે એ કાંઈ નહિ ચાલે; મારે જો રાજ્યાધિકાર ભોગવવાની ઇચ્છા જ હોય, તો મહારાજને કહી દેજો કે રાજ્યાધિકારમાં વિજ્જુલા પણ સાથે જ રહેશે અને રાજકુટુંબના હિત માટે એવી વ્યવસ્થાની જરૂર છે."

"તમારી એવી ઇચ્છા હોય, તો એમ. મને કાંઈ રાજ્યાધિકારનો લોભ નથી..."

"હું સમજું છું, મહંત સાહેબ!" વિજ્જુલા સ્મિત કરતી બોલી: "હું તમારાથી નાની છું, પણ પિતૃગૃહે અને પતિગૃહે મેં ઘણા અનુભવો લીધા છે. તમને પારખી લેનારૂં મારા જેવું બીજું કોઈ તમને નહિ મળ્યું હોય!"

મહંત ઓશિયાળો થઈ ગયો. ચોરી કરનાર માણસ હાથમાં ચોરાયલી વસ્તુ સાથે પકડાયો હોય અને તેની જેવી સ્થિતિ થાય, તેવી સ્થિતિ મહંતની થઈ ગઈ. વિજ્જુલાના શબ્દોમાં તેનું સ્પષ્ટ અપમાન હતું; એ અપમાન સાંભળવા કરતાં મંદારગઢના રાજ્યાધિકારને લાત મારીને ચાલ્યા જવું એ જ તેને યોગ્ય હતું; પરન્તુ મંદારગઢની રાજ્યલક્ષ્મી, અનેક ગામડાંનો અધિકાર, હજારો માણસોના સૈન્ય ઉપરનો અંકુશ, પોતાના કૃપાકટાક્ષની રાહ જોતા હજારો મનુષ્યોની ભક્તિ: એ બધી વસ્તુઓનો લોભ દુર્નિવાર્ય હતો. તે એ અપમાનને ગળી ગયો અને તેને સમજાયું કે વિજ્જુલાના સહકાર વિના પોતાની ઈષ્ટસિદ્ધિ થવાની નથી.

"વારૂ, તમારી શી ઇચ્છા છે?" મહંતે છેવટે પૂછ્યું.

"એ જ કે હું અને તમે સંયુક્ત રહીને રાજ્યાધિકાર ચલાવીએ. મહારાજને એ તમે સ્વમુખે કહી દો, એટલે સ્હવારમાં જ મહારાજ કચેરી ભરીને પોતાની યોજના જાહેર કરી દેશે. પછી મહારાજ ભલેને સો વર્ષ જીવે, પણ એક ચિંતામાંથી તો તે મુક્ત થઇ જાય."

એ સૂચના,-નહિ, એ આજ્ઞા સાંભળીને મહંત ચુપચૂપ ઉઠ્યો.

## પ્રકરણ ૨૪ મું

### મંદારગઢમાં હરનામ અને સાયર

એક આખો દિવસ માર્ગમાં ગાળીને હરનામ તથા સાયરે મંદારગઢથી ત્રણેક કોસ દૂરના એક ગામડામાં રાત્રિવાસ કર્યો અને પ્રભાતમાં તેઓ એ ગામડેથી નીકળીને મંદારગઢ તરફ ચાલ્યા. પ્રહર દિવસ ચડ્યા પૂર્વે તેઓ નગરમાં પેઠા અને રાજગઢની પૂછપરછ કરીને તે દિશાએ વળ્યા. રાજગઢની નજીક પહોંચતાં બજારમાં એક વણિકે પૂછ્યું: "અરે, જુવાનો! ક્યાં રહેવું?"

"રહેવું ગુજરાતમાં."

"ક્યાં જશો? રાજગઢમાં?"

"હા શેઠ, રાજગઢ આ તરફ જ આવ્યોને?"

"હા, સામે દેખાય છે તે જ રાજગઢ; જાઓ, વેળાસર પહોંચો, મહારાજા કચેરી ભરીને બેઠા છે."

સાયર અને હરનામે પોતાના અશ્વોને ઉતાવળા હાંકયા અને થોડી ક્ષણોમાં તેઓ રાજગઢમાં પહોંચી ગયા. અશ્વો પરથી ઉતરી, પૂછગાછ કરીને તેઓ કચેરીના ખંડમાં પહોંચ્યા.

ખરેખર, રાજા ઇશ્વરસિંહ કચેરી ભરીને જ બેઠો હતો. વિશાળ કચેરી ખંડમાં એક મોટા આસન પર ઇશ્વરસિંહ બેઠો હતો—અર્ધો

બેઠો હતો અને અર્ધો સૂતો હતો એમ કહીએ તો ચાલે, કારણકે તેની તબીયત સારી નહોતી અને વધુ વખત સારી રીતે બેસી રહેવાનું તેનામાં ચૈતન્ય નહોતું. ઇશ્વરસિંહની એક બાજુએ તેની પુત્રી વિલાસ બેઠી હતી. બીજી બાજુએ રાણી વિજ્જુલકુંવર બારીક વસ્ત્રનો બુરખો મુખ પર નાંખીને બેઠી હતી. સૌથી અલગ પરન્તુ એક જ હારમાં એક દર્ભાસન નાંખીને મહંત હનુમંતપ્રસાદ બેઠો હતો અને તેની બાજુમાં ઇશ્વરસિંહનો વૃદ્ધ પ્રધાન, સેનાપતિ, રાજ્યના નાના મોટા કર્મચારીઓ, ભાયાતો અને નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો બેઠા હતા. સામેની બાજુએ રાજ્યના ભાયાતો અને ઠાકોરો હતા. માત્ર એક જ દિવસમાં આ કચેરી ભરવાનું ઠર્યું હતું અને બીજે દિવસે કચેરી ભરાઈ હતી, એટલે એ ટૂંકા વખતમાં રાજ્યના તાબાના બધા ઠાકોરો આવી પહોંચ્યા નહોતા, પરન્તુ નજીકનાં ગામોના ઠાકોરો આવ્યા હતા. આ બધા કચેરીમંડળની સમક્ષ આજે રાજા ઇશ્વરસિંહે જાહેર કર્યું હતું કે પોતાની તબીયત સારી રહેતી નથી અને આ નશ્વર દેહનો ભરોસો નથી, એટલે પોતે મૃત્યુ પામે ત્યારપહેલાં જો કુંવરી વિલાસ પરણી ન હોય તો તે પરણતાં સુધી રાજ્યનો કારભાર મહંત હનુમંતપ્રસાદ અને રાણી વિજ્જુલકુંવર સંભાળે; અને કુંવરી વિલાસ પરણે, ત્યારપછી રાજ્ય તેના પતિને હસ્તક તથા તેની સંતતિને હસ્તક જાય. આ જાહેરાતથી કેટલાકને સંતોષ થયો હતો અને કેટલાકને ગુસ્સો ઉપજ્યો હતો. રાજાએ જાહેરાત કરી, તેને બધાએ અધિકારીઓ, ભાયાતો તથા ઠાકોરોએ જરા પણ ચૂં-ચાં કર્યા વિના માન્ય રાખી હતી, અને રાજાની એ આજ્ઞાને માન્ય રાખવાના શપથ લીધા હતા, તોપણ રાજાએ રાજ્યની કરેલી આવી વ્યવસ્થા તરફ સૌ કોઇ એકસરખા સંતોષની દૃષ્ટિથી જોતા નહોતા. કોઈનો અભિપ્રાય એવો હતો કે વિલાસ પરણે ત્યારપછી રાજ્ય વિલાસના પતિને મળવું ન જોઇએ પણ વિલાસની સંતતિને મળવું જોઇએ. કોઇના અસંતોષની વાત એ હતી કે રાજાએ રાજ્યની વ્યવસ્થા માટે કોઇ ભાયાતને પસંદ જ કર્યો નહિ અને પોતાની રાણી તથા મહંતને

પસંદ કર્યા એ ભાયાતોનું નાક કાપવા જેવું કર્યું છે, પરન્તુ આવો ઉદ્ગાર પ્રકટ રીતે દર્શાવવાની કોઇ ભાયાતમાં તાકાત નહોતી. ઘણા ખરાને હનુમંતપ્રસાદ જેવા નિઃસ્પૃહી અને પરમ શક્તિમાન સાધુના હાથમાં રાજ્યસૂત્રો જાય એ સંતોષપ્રદ લાગ્યું કારણકે તેમની માન્યતા એવી હતી કે જો કોઇ ભાયાતોને એ કાર્ય ઉપર રાજાએ નિયુક્ત કર્યા હોત તો તેઓ માંહેમાંહે ઇર્ષ્યાળુ થાત અને કદાચ સત્તાનો દુરૂપયોગ પણ કરત; એવો દુરૂપયોગ મહંતને હાથે થવાનો કોઇને સંભવ જણાતો નહોતો. તાબાના ઠાકોરોને મન એક વાત ખટકતી હતી અને તે એજ હતી કે વિલાસનો જે કોઇ પતિ થાય તે ભવિષ્યમાં સર્વોપરિ રાજ્યાધિપતિ થાય! રાજાએ કરેલી આ જાહેરાતથી આ પ્રમાણે સંતોષ તથા અસંતોષનું મિશ્ર વાતાવરણ કચેરીમાં પ્રસરેલું જ હતું: એટલામાં હરનામ અને સાયર ત્યાં જઇ પહોંચ્યા હતા. તેઓ બેઉએ રાજાને વિનયસર નમન કર્યું અને હરનામે મહંત તરફ સહજ દૃષ્ટિપાત કરી માથું નમાવ્યું. ઇશ્વરસિંહ તેમને બેઉને જોઇને ખુશ થયો અને મંદ અવાજે બોલ્યો: "તમે ઠીક વેળાસર જ આવ્યા. તમારી બેઉની તબીયત તો હવે સારી છે ને?"

હરનામ બોલ્યો: "હા, મહારાજ! બેઉના બધા ઘા રૂઝાઇ ગયા છે."

"ખડ્ગસિંહ!" પોતાના સેનાપતિને સંબોધીને ઇશ્વરસિંહ બોલ્યો: "આ બેઉ જુવાનોને ઓળખ્યા?"

"હા, મહારાજા! બડા બજરંગના જાત્રાળુઓને લૂટારાઓના હાથમાંથી જેમણે છોડાવ્યા તે બે ગુજરાતી જુવાનો."

"હા, તેજ. બેઉને તેમની બહાદુરી માટે એક એક તલ્વાર બંધાવો, અને આપણી સેનામાં તેમને નોકરી આપો." રાજાએ ફરમાવ્યું.

"સારૂં, મહારાજ!"

સેનાપતિએ રાજાની આજ્ઞાનું પાલન કરવા તત્કાળ બે સોનેરી મૂઠની તલ્વારો મંગાવી અને બેઉ જુવાનોને તે તલ્વારો મહારાજાએ પોતાને હાથે અર્પણ કરી. આખી સભા આ બેઉ ફૂટતી મૂછના જુવાનો તરફ

આશ્ચર્ય અને કુતૂહલભરી નજરે જોઇ રહ્યા. મહંત હનુમંતપ્રસાદ પણ એઉ જુવાનોના થએલા સન્માન માટે સંતોષભરી નજરે જોઇ રહ્યો.

ભાટ–ચારણોની બીરદાવલિનો અને બ્રાહ્મણોના આશીર્વાદનો થોડો વિધિ થયો, ત્યાં તો મહારાજા બોલ્યા કે "હવે મારાથી વધુ વખત બેસી શકાશે નહિ:" એટલે ઉતાવળે કચેરી બરખાસ્ત થઇ ગઇ. ખડ્ગસિંહના આમંત્રણથી હરનામ અને સાયર તે દિવસથી જ્યાંસુધી તેઓ પોતાની જૂદી નિવાસયોજના કરી શકે ત્યાંસુધી ખડ્ગસિંહના જ મહેમાન થયા.

ખડ્ગસિંહને ઘેર ભોજન કર્યા પછી હરનામ અને સાયર બેઉના જાણવામાં આવ્યું કે મહારાજા ઇશ્વરસિંહે પોતાના મૃત્યુ પછી રાજ્યની કેવી વ્યવસ્થા કરી છે. મહંત હનુમંતપ્રસાદના હાથમાં હવે રાજસૂત્રો આવશે, એ વિચારે સાયરના અંતર્માં દુઃખ ઉપજાવ્યું. મહંતનું જે સ્વરૂપ તે સમજતો હતો તે સ્વરૂપ અન્ય કોઈ સમજતું નહોતું, એટલે આ વાત જાણીને તેને જે કાંઇ વિષાદ થયો તેની કલ્પના પણ કોઇને આવે તેમ નહોતું. જ્યારથી તેણે આ વાત જાણી ત્યારથી તે ગમગીન બની ગયો હતો. રાજ્ય તો ઈશ્વરસિંહનું હતું, પોતાનું કશું જવાનું નહોતું, પરન્તુ મહંત જેવો દુષ્ટ અને દંભી માણસ રાજાના મૃત્યુ પછી રાજ્ય ચલાવે તે તેને અસહ્ય લાગતું હતું અને તેથી જ તેના અંતર્માં દુઃખ ઉપજી રહ્યું હતું.

ખડ્ગસિંહના જ આવાસમાં હરનામ અને સાયરને સૂવા–બેસવા માટે એક ઓરડો મળ્યો. મધ્યાહ્નના ભોજન પછી તેઓએ જરા વામકુક્ષી કરી અને પાછલે પહોરે તેઓ ઓરડામાં જ બેઠા બેઠા વાતો કરવા લાગ્યા.

"હરનામ ! કોઇ મોટા રાજ્યમાં નોકરી કરવાને આપણે નીકળ્યા હતા અને એ આપણો આશય તો બહુ સારી રીતે પાર પડ્યો; હવે શું ધાર્યું છે ?" સાયરે પ્રશ્ન કર્યો.

"શરૂઆત તો સારી થઇ છે; મને લાગે છે કે અહીં જરૂર આપણી કદર થશે; હવે એક બે દિવસમાં આપણે કોઈ મકાન ભાડે લઇને એકાદ ચાકર રાખી લઇ જૂદો નિવાસ કરીશું." હરનામે પોતાનો મનોભાવ જણાવ્યો.

"પણ મારો વિચાર જૂદો છે. લુચ્ચો મહંત રાજ્યમાં આબાદ પેસી ગયો છે; આજકાલ નહિ તો ચાર–છ માસ પછી રાજ્યાધિકાર તેના હાથમાં આવશે અને એ દુષ્ટ માણસના અધિકાર હેઠળ રાજ્યની નોકરી કરવી, એ મને જરાએ ગમતું નથી." સાયર બોલ્યો.

હરનામના મુખ પર સાયરના શબ્દો સાંભળી અણગમો પ્રગટી નીકળ્યો. તે બોલ્યો: "સાયર! તું બહુ વિચિત્ર સ્વભાવનો છે. આપણે નોકરી કરીને સુખી થવું છે કે મહંતના ગુણદોષની ચર્ચા કરવી છે?" તદ્દન ધીમેથી તે બોલ્યો: "મહંત દુષ્ટ હશે તો ઇશ્વરસિંહ પણ ક્યાં ઓછો દુષ્ટ છે? એની અધમતાની વાતો આપણે દાનગઢમાં સાંભળી હતી તે યાદ છે ને?"

"હા; હું તો એ ઇશ્વરસિંહની નોકરી પણ ન જ કરૂં. તે હવે થોડા દિવસમાં મરવાનો છે એટલું ઠીક છે; પણ ધાર કે તે પહેલાંના જેવો જુવાન અને અત્યાચારી હોય, કોઇ સુંદર કન્યાને પરણવાનો તેનો વિચાર થાય, અને તને સો માણસોની ટુકડી સાથે જઇને તે કન્યાને બળાત્કારે ઉઠાવી લાવવાનું કહે, તો તું શું કરે?"

હરનામે કશો જવાબ આપ્યો નહિ.

સાયર આગળ બોલ્યો: "હું તો તુરત જ એ કામ કરવાની ના કહી દઉં અને નોકરી છોડી દઉં. અત્યારે ઇશ્વરસિંહ એવાં દુષ્ટ કાર્યો કરી શકે તેમ નથી એટલે કશી ફીકર નથી."

"પણ તારો વિચાર શો છે, તે કહે ને!" હરનામે કંટાળાથી કહ્યું.

"મારો વિચાર એ છે કે તારે નોકરી કરવી હોય તો ખુશીથી કર, આપણે રાજયની નોકરી કરવાના નથી. હું તો ચિત્રો દોરવાનું કામ કરીશ અને તેમાંથી કાંઈ આવક થશે તો તેટલાથી સંતોષ માનીશ. આ મોટું નગર છે એટલે ચિત્રોનું કામ મળી રહેશે એમ મારૂં માનવું છે." સાયરે પોતાનો મનોભાવ સ્પષ્ટ કર્યો.

હરનામ પુનઃ વિચારમાં પડી ગયો અને કેટલીક વારે બોલ્યો: "ચિત્રો દોરવાના તારા શોખ ઉપર મને પહેલેથી જ કંટાળો હતો

અને છેવટે પણ તેં તારો એ શોખ ન જ છોડયો. હશે, જેવી તારી મરજી. મારી તો ખાત્રી છે કે ચિત્રો દોર્યે કાંઇ પેટ ભરાવાનું નથી કે ખ્યાતિ મળવાની નથી. ક્ષત્રિયોનો એ ધંધો જ નથી. છતાં તને જ્યારે તે બાબતની લોલુપતા છૂટતી જ નથી, ત્યારે મારો કશો ઉપાય નથી.''

બેઉ ભાઇઓ કેટલીક વારસુધી એક બીજાના મુખ સામે જોઇ રહ્યા.

હરનામ તથા સાયર બે દિવસ ખડ્ગસિંહના અતિથિ તરીકે તેને જ ઘેર રહ્યા અને તેટલા સમયમાં તેમણે પોતાના નિવાસસ્થાન માટેની સગવડ કરી લીધી. એક ચાકર રાખી લીધો જે રસોઇનું અને બીજું કામકાજ કરતો. હરનામ ખડ્ગસિંહને ત્યાં જતો આવતો અને તેનું બતાવ્યું કામકાજ કરતો. સાયરને સિપાઇગીરી કરવી નથી પણ ચિત્રકળામાં આગળ વધવું છે એવું જાણીને ખડ્ગસિંહને આશ્ચર્ય થયું પરન્તુ તેના જીવનનો મર્મ સેનાપતિના સમજવામાં આવે તેમ નહોતું.

## પ્રકરણ ૨૫ મું

## પારાવતની પ્રેમલીલા

અરવલ્લીની ટેકરીઓ પર સૂર્યોદય થયો. ભગવાન્ મરીચિમાલીની સોનેરી કિનારીનું દર્શન થતાંની સાથે ઉત્તુંગ ગિરિશિખરો સુવર્ણમય હાસ્ય હસી રહ્યાં. વૃક્ષોનાં પાંદડાંપરનાં તુષારબિન્દુઓ રૂપાનાં કણની પેઠે ચળકવા લાગ્યાં. પુષ્પવતી લતાઓને સ્પર્શતો અને તુષારબિન્દુઓને ભૂમિશાયિત કરતો વાયુ મંદ મંદ વાવા લાગ્યો. પક્ષીઓ સૂર્યદેવનું સ્તવન ઉચ્ચરતાં અહીંતહીં ઉડ્ડયન કરવા લાગ્યાં અને ચારો શોધવાના ઉદ્યમમાં પડયાં. રાત્રિમાં વિકાસ પામેલી પુષ્પકલિકાઓ પર મધુલોલુપી ભ્રમરો ભ્રમણ કરી ગુંજવા લાગ્યા. મૃગો નિદ્રામુક્ત થઇ આલસ્ય ત્યજી ચંચલ નેત્ર વડે ચારે દિશામાં દૃષ્ટિ ફેંકી શિખર પર ઊગી નીકળેલાં તૃણાંકુરો ચરવા લાગ્યાં. પ્રાચી દિગ્વધૂએ ચંદ્રમાને પહેરાવેલું તારકામ્બર

ત્યજીને સૂર્યનું સ્વાગત કરવા તેજોમય અમ્બર પરિધાન કર્યું, તે જોઈ ચંદ્રનું મુખ નિસ્તેજ બનવા લાગ્યું. ગિરિ પરનાં તડાગોમાં ઉગી નીકળેલાં કમળો વિકાસ પામી સૂર્યની પ્રભા ઝીલવા લાગ્યાં. ગિરિગહ્વરોમાં ભરાઈ બેઠેલા હિંસ્રપશુઓ સૂર્યનું તેજ પોતાનાં નેત્રો પર પડતાંની સાથે ધીમે ધીમે નેત્રો ઉઘાડી જોવા લાગ્યાં. પારાધિઓ પશુઓનો શિકાર કરવાને ચંચળ નેત્રો વડે ચોમેર જોતા પર્વતની ઝાડીમાં ભમવા લાગ્યા.

સૂર્યોદય થતાંની સાથે ખીલી નીકળેલા આ સૃષ્ટિસૌંદર્યની વચ્ચે એક જ્ઞાતયૌવના મુગ્ધા સુંદરી જંગલી છોડવાઓને ખૂંદતી એક શિખર પર ચઢી રહી હતી. ચોપાસ વિસ્તરેલા સૌંદર્યનું જાણે કે પાન કરતી હોય, તેવી રીતે કોઇ વાર તે ક્ષણભર થોભતી અને ઉદય પામતા સૂર્ય તરફ આનંદપૂર્વક જોઇ રહેતી હતી. માર્ગમાં આવતી પુષ્પલતાઓ પર ગુંજી રહેલા ભ્રમરોની લીલા જોવામાં અને તુષાર-બિન્દુઓથી શીતળ બનેલી વાયુલહરિને આનંદથી અનુભવવામાં તે કોઇ વાર લીન બની જતી હતી. તેનાં બારીક વસ્ત્રોને ભેદીને વાતો વાયુ તેનાં રોમને થથરાવતો પરન્તુ એ થથરાટ તેની ત્વચાને સુખકર લાગતો જણાતો હતો. માર્ગમાં એક પુષ્પલતા પરથી તોડી લીધેલી ફૂલની ડાંખળી તેના હાથમાં શોભતી હતી અને કોઇ કોઈ વાર તે ડાંખળી પરનાં ફૂલોને તે સૂંઘતી ચાલતી હતી. એ પ્રમાણે ચાલતી, થોભતી, સૃષ્ટિસૌંદર્યનું પાન કરતી અને મુખમાંથી અસ્ફુટ-મંદ ગીતધ્વનિને સ્ફુરાવતી એ મુગ્ધા એક ઘટાદાર વૃક્ષની નીચે પડેલી શિલા પર આવીને બેઠી.

તેણે પરિધાન કરેલાં વસ્ત્રો, ધારણ કરેલા અલંકારો અને તેની સુઘટિત તેજસ્વી વદનચર્યા પરથી જ તેની રાજવંશીયતા પરખાઈ આવતી હતી. તેનું તેજસ્વી ભવ્ય લલાટ તેની બુદ્ધિમત્તાની, તેની ભેદક દૃષ્ટિ તેની ચંચળતાની અને તેના વદન પરનું સુરમ્ય હાસ્ય તેની વિલાસપ્રિયતા કિંવા રસિકતાની પ્રતીતિ આપતાં હતાં. તેની ખીલેલી દેહકળી તેનું જ્ઞાતયૌવનત્વ અને સ્વલ્પોન્નત સ્તનયુગ્મ તેના કૌમાર્યનું સૂચન કરતાં હતાં. તેના પ્રવાલ સરખા ઓષ્ઠ, સુપુષ્ટ કપોલદ્વય પરની

રક્તિમા, કમલદંડ સરખા બાહુ પરની વિકસિત કમળસરખી હથેળીઓ, થોડા પ્રવાસના શ્રમથી વદન પર ચઢી આવેલી લાલિમા અને હાથમાં શોભી રહેલી ફૂલની ડાંખળી તેના તત્સમયના સૌંદર્યમાં વૃદ્ધિ કરતાં હતાં.

એ બાળા મંદારગઢની રાજ્યકન્યા વિલાસકુંવર પોતે હતી. એ રસિક બાળા પ્રભાતમાં સૂર્યોદય નિહાળવાને અને સૃષ્ટિસૌંદર્યના અવલોકન વડે નેત્રો તથા મનને આનંદ આપવાને એ સ્થળે ઘણી વાર આવતી હતી. થોડી વાર થોભી, સૂર્યનો તાપ વધવા લાગે તે પહેલાં ગિરિશૃંગ ઉતરી, તેને માટે મ્યાના સાથે રાહ જોઇ રહેલા ભોઇઓ પાસે તે આવતી હતી અને મ્યાનામાં બેસી પોતાના મહાલયમાં પાછી ફરતી હતી. તેના હૃદયમાં રસિકતાનું નિર્ઝર ફૂટયું હતું અને એ નિર્ઝર તેને સૃષ્ટિસાંદર્ય તરફ, જનસ્વભાવના નિરીક્ષણ તરફ, પશુપક્ષીઓની ક્રીડા તરફ અને કુદરતના ચમત્કારો તરફ ખેંચી જતું હતું. એ રસનિર્ઝરે જ તેનામાં કવિત્વ સ્ફુરાવ્યું હતું, સંગીતપ્રિયતા ઉપજાવી હતી અને કલાપ્રેમને પ્રાદુર્ભૂત કર્યો હતો. તેની વયના પ્રમાણમાં તેનો રસ, અલંકાર, કાવ્ય, કલા, સંગીતાદિનો અભ્યાસ આગળ વધ્યો હતો અને એ અભ્યાસ તેને આનંદમાં એટલી આંદોલાયમાન કરતો હતો કે તેને ઘણી વાર ખાનપાનનુ ભાન રહેતું નહિ. તેના પિતાએ પોતાની એકની એક લાડકી પુત્રીની આ રસિકતાને પોષી હતી. વિલાસને રાજમહાલયમાં દાસદાસીઓની વચ્ચે બહુ રહેવું ગમતું નહિ, કારણકે ત્યાં રસિકતાને બાધક નીવડતો ઘોંઘાટ રાતદિવસ એટલો બધો ચાલતો કે તેને એકાંત તથા શાન્તિ બિલકુલ મળતાં નહિ. આ કારણથી નગરની બહાર આવેલા એક નાના મહાલયમાં તે રહેતી હતી, અને તેને ગમતાં દાસદાસીઓને જ તેણે પોતાની સેવા માટે પસંદ કરી લીધાં હતાં. આ નાનો મહાલય નગરની બહાર એકાંતમાં આછી વૃક્ષાવલિની મધ્યમાં આવેલો હતો, ત્યાંથી પર્વતાવલિનું સુંદર દૃશ્ય વિલાસને રાતદહાડો આનંદ ઉપજાવતું હતું અને નિકટમાં એક નાના તળાવમાં હોડીમાં બેસી ફરવાની મજાહ પણ વિલાસ કોઇ કોઈ વાર મેળવતી હતી. એ

મહાલય ઘણો જૂનો હતો પણ થોડાં વર્ષ પૂર્વે સમરાવવામાં આવ્યો હતો. એ સુંદર સ્થળ વિલાસને બહુ મનોનુકૂળ થઇ પડયું હતું. કોઇ કોઇ દિવસે અરૂણોદય થતાં તે મ્યાનામાં બેસીને પર્વત ઉપર આવતી હતી અને એક સ્થળે મ્યાનો થોભાવી તેમાંથી ઊતરીને પર્વત ઉપર એકલી ચડતી હતી. આજે પણ તે સ્થળે આવીને પર્વત પરનું નૈસિંગક સૌંદર્ય નિહાળતી તે બેઠી હતી.

થોડી વારમાં સૂર્યનું પૂર્ણ બિંબ ક્ષિતિજમાં દેખાવા લાગ્યું. સૂર્યની રક્ત પ્રભા વિલાસના મુખકમળ પર પડી તેને તેજસ્વી બનાવવા લાગી. વિલાસ બેઠી હતી ત્યાંથી થોડે દૂર એક વૃક્ષ પર બેઠેલું પારાવતયુગલ આનંદથી ક્રીડા કરી રહ્યું હતું તે તરફ તે આનંદપૂર્વક જોઈ રહી હતી. કંઠમાંથી અર્ધસ્ફુટ ધ્વનિ કાઢતું અને મસ્તકને ધુણાવતું પારેવું નૃત્ય કરતું કરતું શાંત બેસી રહેલી પોતાની પ્રિયાની ચંચૂને ચુમ્બન કરી રહ્યું હતું: એ ક્રીડા વિલાસનાં નેત્રોને આકર્ષી રહી હતી. એ પક્ષીઓની પ્રેમ-ક્રીડાનો આ મનોરમ પ્રસંગ વિલાસના હૃદયમાં કંઠમાં અને છેવટે મુખમાં કાવ્યધારાને ઉત્પન્ન કરવા લાગ્યો. વિલાસ જે શિલા પર બેઠી હતી તે ઉપર તેની પાસે પડેલો ખડીનો કકડો લઇ તે કવિતા લખવા લાગી:

"પ્રાતઃકાલિન સૂર્યપ્રભાથી ગિરિવર, અંબર, તરૂ હસતાં,
"તરૂશાખા પર પ્રેમી પારાવત ચુંબન કરતાં વસતાં !
"સુરસમુગ્ધ જનનાં હિલડાં એ પ્રેમક્રીડાથી ઉલ્લસતાં;"

વિલાસની કવિતાનું ચતુર્થ ચરણ એ શિલાતલ પર લખાય, તે પહેલાં તો વિલાસ એકાએક ચમકી. તેણે શું જોયું ? તેણે જોયું કે એક પારધી પોતાના હાથમાંના કામઠા પર તીર ચડાવી, એ પ્રેમી પારાવત-યુગલની તરફ તેમને ઘાયલ કરી હેઠાં પાડવા માટે તાકી રહ્યો છે ! વિલાસનું દયાળુ અંતઃકરણ દ્રવ્યું. તેણે એ પારાવતયુગલને ત્યાંથી ઉડાડી મૂકવા માટે એક કાંકરો ઉંચકી તે વૃક્ષ તરફ ફેંક્યો. કાંકરો વૃક્ષની ડાળી સાથે અથડાઇને નીચે પડ્યો, પરન્તુ પ્રેમને હિલોળે ચડેલાં પક્ષીઓ તો ન જ ઉડયાં ! પારધીનું તીર છૂટી ચૂકયું પરન્તુ તે એ

પ્રેમી યુગલને ન વાગતાં દૂર ચાલ્યું ગયું. વિલાસે માન્યું કે હવે એ પારધી બીજું તીર ચઢાવીને છોડશે; પરન્તુ તે પહેલાં વિલાસ એ પક્ષી-યુગલની પ્રેમલીનતાથી આશ્ચર્યમુગ્ધ બની અને તેણે પોતાની કવિતાનું ચતુર્થ ચરણ પૂરૂં કર્યું:

"પારધિ તીર ચડાવી તાકે, તોય નહીં પ્રેમી ખસતાં !"

પરન્તુ પારધીએ બીજું તીર ન ચડાવ્યું. તે પોતાના કામઠાને પોતાને ખભે ભેરવી ત્યાંથી ચાલતો થયો. આ જોઇને વિલાસને આશ્ચર્ય થયું. પારધીએ તાકેલો શિકાર હજી ત્યાં ને ત્યાં જ હતો, છતાં તેણે પોતાનું કામ પૂરૂં ન કર્યું અને તે ચાલ્યો ગયો તેનું કારણ વિલાસ સમજી શકી નહિ. તે એ શિલા પરથી ઉઠી અને જરા દૂર જઇને પારધીને બૂમ મારી બોલાવવાની તથા તેણે પોતાના શિકારને શા કારણથી જતો કર્યો તે પૂછવાની તેની ઇચ્છા હતી. આ હેતુથી તે ગિરિશિખરના ઢોળાવ તરફ ઉતાવળે પગલે ચાલી. થોડાંક ડગલાં આગળ ચાલતાં તેણે એક ચિત્રકારને પોતાના હાથમાં ચિત્રપાટી સાથે કાંઇ ચિત્ર દોરતો એક શિલા પર બેઠેલો જોયો અને તે ક્ષણભર આગળ વધતી અટકી. ચિત્રકાર સાયર પોતે હતો. વિલાસે તેને ઓળખ્યો. જે બે જુવાનોને કચેરીની વચ્ચે તલ્વારો બક્ષીસ આપવામાં આવી હતી તેમાંનો એક આ જ જુવાન હતો એવું વિલાસને તુરત સાંભર્યું.

સાયર પોતાના ચિત્રાલેખનના કાર્યમાં મગ્ન બની ગએલો હતો. પોતાના ચિત્રના વિષય સિવાય બીજા કશા દૃશ્ય તરફ તેનું ધ્યાન નહોતું. કુતૂહલને વશ બનેલી વિલાસ થોડાં ડગલાં આગળ ચાલી અને સાયરની પાછળ થોડે દૂર ઊભી રહીને તે શેનું ચિત્ર દોરી રહ્યો હતો તે જોવા લાગી. ચિત્રની રૂપરેષાઓ દોરાઇ ગઇ હતી, તે જોતાં જ વિલાસ ચમકી. જે દૃશ્ય ઉપર તેણે થોડી ક્ષણો પૂર્વે જ કવિતા રચી હતી, તે જ દૃશ્યનું ચિત્ર સાયર દોરી રહ્યો હતો! કવિની કલ્પના ચિત્રના તાદૃશ્ય સ્વરૂપમાં ઊતરતાં તેને જેવો આનંદ થાય છે, તેવો જ આનંદ એ ક્ષણે વિલાસને થયો. તેની આવેગભરી રસવૃત્તિ ઉછાળા

મારી રહી. એ ઉછાળાને કૃત્રિમ રીતે સંયમમાં રાખવાને તેણે એ ચિત્ર તરફથી પોતાની દૃષ્ટિને પાછી ખેંચી લીધી અને આડું જોયું; પરન્તુ તે એ ઉછાળાને સંયમમાં રાખી શકી નહિ. તેણે એક વાર ફરીથી ચિત્રભણી જોયું અને તેની સતેજ કલ્પનાએ ચિત્રમાં એક ખામી શોધી કાઢી. હૃદયના આવેગને શમાવવામાં નિષ્ફળ નીવડેલી એ અધીરી બાળા સાયરની નજીક ગઇ અને તેની પાછળથી જ ચિત્રભણી આંગળી કરીને તેણે કહ્યું: "પણ રહો, આ દશ્યની સુંદરતામાં એક ખામી છે; પ્રેમી પારાવતયુગલની પાછળ આકાશની રક્તિમાની વચ્ચે સૂર્યનું સુવર્ણમય બિંબ લટકી રહ્યું હતું એ દશ્ય આમાં ક્યાં છે?"

આ આકસ્મિક પ્રકારથી ચમકી સાયરે પાછું વાળી જોયું અને વિલાસનો આનંદભરિત વદનચંદ્ર તેની દૃષ્ટિએ પડ્યો. રાજકન્યાને ઓળખી તેની પ્રતિ આદરભાવ દર્શાવતો સાયર એકદમ ઊભો થયો અને બોલ્યો: "ખરેખર, એ ખામી આ ચિત્રમાં રહી ગઈ છે. હું આપનો ઉપકૃત છું; પરંતુ આ ચિત્રપાટીમાં જે દશ્ય મેં આલેખ્યું છે તે દશ્યનો ખ્યાલ આપને ક્યાંથી?"

વિલાસ બોલી: "જે દશ્યે આપને ચિત્રાલેખનની કલ્પના આપી, તે જ દશ્યે મને કાવ્યરચનાની કલ્પના આપી; મારી કવિતાને હું આપના ચિત્રમાં માત્ર એ એક જ દોષ સાથે મૂર્તિમંત જોઇ શકું છું."

"આપની કવિતા?" સાયર આશ્ચર્ય પામીને બોલ્યો: "આપની એ કવિતા મને સંભળાવશો?"

"સંભળાવવાની કશી જરૂર નથી." વિલાસ બોલી: "પેલા વૃક્ષ પાસે આપ આવો તો હું એ કવિતા આપને લખેલી જ બતાવું!"

"એ તો વધારે સારૂં." એમ કહીને વિલાસની પાછળ પાછળ સાયર ચાલ્યો.

થોડી વારમાં બન્ને એ શિલા પાસે આવી પહોંચ્યાં. વિલાસે બતાવ્યા વિના જ સાયરની દૃષ્ટિ એ શિલા પર લખેલી કવિતાપંક્તિઓ

પર પડી. સાયર તે પંક્તિઓ ઉતાવળે વાંચી ગયો અને ક્ષણભર ચૂપ રહીને બોલ્યો: "આ જ કવિતા આપે લખી છે કે?"

વિલાસ જાણે કે તે કવિતામાંના ભાવાલેખન વિષે સાયરનો અભિપ્રાય જાણવા ઇચ્છતી હોય તેવી રીતે સાયરના વદન સામે ઉત્સુકતાથી દષ્ટિપાત કરતી બોલી: "હા."

"મને ક્ષમા કરો તો કહું કે આપની કવિતામાંએ એક દોષ છે."

વિલાસ સસ્મિત વદને બોલી: "ખુશીથી એ દોષ જણાવો."

"તેમાં માત્ર એક જ શબ્દની ત્રુટિ છે. ચોથી પંક્તિમાં જે 'તોય' શબ્દ છે, તેને સ્થાને 'ધન્ય' શબ્દ જોઇએ."

વિલાસ આશ્ચર્ય વ્યક્ત કરતી બોલી: "'ધન્ય! નહીં પ્રેમી ખસતાં!' એમ હોવું જોઇએ? પારધી કામઠા પર તીર ચડાવીને તાકી રહ્યો હોય, છતાં પોતાનો પ્રાણ બચાવવાને નહિ ઉડી જનાર ઘેલાં પ્રેમી પક્ષીઓને 'ધન્ય'વાદ કેમ આપી શકાય? એ તો પક્ષીઓની મૂર્ખતા થઇ અને એ મૂર્ખતાને 'ધન્ય'વાદ આપનાર પણ મૂર્ખ કહેવાય!"

સાયર સ્મિત કરીને બોલ્યો:"નહિ, નહિ, પ્રેમાર્થે દેહને સમર્પણ કરનાર પ્રેમીઓને મૂર્ખ ન કહેવાય! તેમને ધન્યવાદ જ ઘટે! પ્રાણ બચાવવાને પ્રેમને વિસરી જનારના પ્રેમમાં ઊણપ રહેલી લેખાય, તેથી જ જે પારાવતયુગલને તમે મૂર્ખ કહો છો, તેમને હું તો ધન્યવાદ જ આપું છું."

વિલાસ ચૂપ બની. તેની કવિતામાં સાયરે દોષ બતાવીને તેના ઉપર ઉપકાર કર્યો હતો, પરન્તુ એ દોષ જ હતો એ વાત હજી વિલાસના મગજમાં ઠસી નહોતી, તેથી ચિત્રકારનો વળતો ઉપકાર માનવાનો ખોટો વિવેક દર્શાવવાનું તેને રૂચ્યું નહિ. તેણે બીજો પ્રશ્ન કર્યો: "પણ ચિત્રકાર! એ પારેવાં ઉડી ન ગયાં, છતાં પારધીએ તેમને બીજું તીર મારીને ઘાયલ કરી હેઠે ન પાડ્યાં અને તે એમ ને એમ ચાલ્યો ગયો, તેનું કારણ તમે શું માનો છો?"

"તમે શું માનો છો?"

"હું તેનું કારણ સમજી શકી નહિ, અને તેથી તે કારણ પૂછવાને પારધીને બોલાવવા જતી હતી, એવામાં તમારૂં ચિત્ર મારી દષ્ટિએ પડ્યું અને હું થોભી. એટલામાં તે પારધી દૂર નીકળી ગયો."

"હું તો માનું છું કે એ પ્રેમી પારાવતયુગલને ધન્યવાદ આપવાને જ એ પારધીએ તેમને ઘાયલ કર્યા નહિ અને તે ચાલ્યો ગયો."

વિલાસને એ કલ્પના વાજબી લાગી નહિ. સાયરના કથનને અમાન્ય કરનારૂં મૃદુ હાસ્ય તે હસી અને બોલી: "ના, ના; શિકારને ઘાયલ કરવામાં જ ચિત્ત લગાવી રહેલા પારધીને પક્ષીઓના પ્રેમની દયા આવે એ જ અસંભવિત છે! હું તો એવું કાંઇ માનતી નથી."

સાયર વિલાસના કથનનો પ્રત્યુત્તર વાળે તે પહેલાં તો એ જ પારધી ફરતો ફરતો બાજુએ થઇને નીકળ્યો. વિલાસ અને ચિત્રકાર ઉભયનું ધ્યાન તેની તરફ આકર્ષાયું. વિલાસ બોલી ઉઠી: "એ જ તે પારધી."

"હું તેને બોલાવીને પૂછી જોઉં?"

"હા, પૂછો."

સાયરે હાક મારીને પારધીને થોભાવ્યો અને પોતા તરફ આવવા ઇશારત કરી. પારધી જરા આશ્ચર્ય પામતો ક્ષણભર થોભ્યો. તેણે સુંદર વસ્ત્રાભૂષણમાં સજ્જ થએલી રમણીને જોઇ અને રાજકુટુંબમાંની તે કોઇ સ્ત્રી હશે એવી કલ્પના કરી. પારધી તેની તરફ આવ્યો અને વિલાસને મસ્તક નમાવીને ઊભો.

વિલાસે પૂછ્યું: "હું તને એક સવાલ પૂછું, તેનો જો તું ખરો જવાબ આપીશ, તો હું તને ઇનામ આપીશ. થોડી વાર પહેલાં તેં પેલા વૃક્ષ પર બેઠેલાં બે પારેવાં ઉપર તીર છોડ્યું હતું, પરન્તુ તીર તેમને ઘાયલ કર્યા વિના ચાલ્યું ગયું હતું. પારેવાં ત્યાં ને ત્યાં જ બેસી રહ્યાં હતાં, તો પછી તેમને મારવાને તેં બીજું તીર કેમ છોડ્યું નહિ?"

પારધી ગુંચવણમાં પડતો દેખાયો. થોડી વારસુધી તે કશું બોલ્યો નહિ. વિલાસે ફરી કહ્યું: "જરાએ ગભરાયા વિના તારા મનમાં જે કારણ હોય તે કહે."

પારધીની વય પચાસેક વર્ષની હતી. તેના વર્ણ ઉપરથી જ તે કોઇ ભીલ હોય એમ જણાઇ આવતું હતું. તેણે શરીર પર માત્ર એક લંગોટી મારી હતી અને માથે ફાળીઉં વીંટયું હતું. તેનો દેહ ખુલ્લો હતો અને તે ઉપર તીર તથા તલ્વારના રૂઝાઈ ગએલા ઘા દેખાતા હતા. વિલાસે બે વાર પૂછયું પણ તે કશું બોલ્યો નહિ. પુનઃ વિલાસે પૂછયું: " હું કહું છું, તે તું સમજી શકતો નથી ?"

" સમજું છું બા !" ભીલે જવાબ આપ્યો અને તે સાથે જ તેની આંખમાંથી ડળક ડળક આંસુ નીકળી પડયાં. વિલાસ અને ચિત્રકાર આ વૃદ્ધ ભીલની મનોદશા સમજી શકયાં નહિ, પરન્તુ તેઓ આશ્ચર્યચકિત બન્યાં.

વિલાસે પૂછયું: " ડોસા ! તને મારા પ્રશ્નથી કેમ દુઃખ થઈ આવ્યું ?"

ભીલે કહ્યું: " બા ! એ વાત બહુ લાંબી છે; તમે નિરાંતે સાંભળો તો કહું."

" ભલે અમે નિરાંતે સાંભળીશું." વિલાસ બોલી અને વિલાસ તથા સાયર એ શિલાને બે છેડે બેઠાં.

## પ્રકરણ ૨૬ મું

### દિલનો જખમ

**ભી**લે પોતાનું કથાનક શરૂ કર્યું: " બા સાબ ! ડુંગરની તળેટીમાં અમારાં ભીલડાંનો એક નેસ હતો, તેમનો હું સરદાર હતો. પચાસેક ઝુંપડાં ભીલનાં, દશ–બારેક આહીરનાં, અને એક બે ઝુંપડાં ઢેડનાં એ નેસમાં હતાં. અમે ડુંગરના ઢોળાવ પર સારી જમીન હોય ત્યાં ખેતી કરીએ, ઢોર–ઢાંખર રાખીએ, અને શિકાર કરી અમારૂં ગુજરાન કરીએ. એ નેસના રાજા જેવો જ હું હતો અને સૌ મારી આણમાં રહેતાં. કોઇને હું લૂંટફાટ કે ધાડ પાડવાનો ધંધો કરવા દેતો

નહિ, પરન્તુ તળેટીના બીજા નેસવાળાં ભીલડાં જ્યારે અમને નુકસાન કરતાં ત્યારે અમારે તીરકામઠાં ખભે ચડાવવાં પડતાં. પાંચેક વરસ પહેલાં અમારા નેસને પાંચીયાના નેસવાળા જોડે એક ઝઘડો થએલો. પાંચીયો પણ મારા જેવો ભીલડાંનો સરદાર હતો. તેનો નેસ અમારા નેસથી ગાઉએક છેટે આવેલો હતો. પાંચીયાના નેસના આહીર અમારાં વાવેલાં ખેતરમાં ઢોર ચરાવી જતા અને બે-ચાર વાર મેં પાંચીયાને કહ્યું કે તારા આહીર આ કામ સારૂં કરતા નથી, પણ પાંચીયાએ ગણકાર્યું નહિ. એક વાર તો તેના ઢોરાએ બહુ ભંજવાડ કર્યો અને અમારા જુવાનીયા પાંચીયા સામે લડવાને ઉશ્કેરાઇ ગયા. મેં તેમને ટાઢા પાડયા અને હું જાતે પાંચીયાને સમજાવવા ગયો. પાંચીયાએ અને તેના ભીલડાંએ મારી વાત સાંભળવાને બદલે મારી ઠેકડી કરી અને કેટલાક તો મને મારવાને ઊભા થઇ ગયા ! હું કાંઈ તેમનાથી ડરૂં તેવો નહોતો. છરો કાઢીને હું સામે થયો. દશ-બાર ઘા મને વાગ્યા અને દશ-બારને મેં ઘાયલ કર્યા. હું મારા નેસમાં પાછો આવ્યો અને મને ઘવાએલો જોઇને જુવાનીયા વધારે આકળા થયા, પણ હું સાજો થઉં ત્યાંસુધી બેસી રહેવા અને લડવાનાં હથીયારો તૈયાર કરવા મેં તેમને સમજાવ્યું.

"મારે બૈરૂં નહોતું, પણ એક દીકરી ફક્ત હતી અને એટલી ઉમરે બીજું બૈરૂં કરવાનું મને ઠીક લાગ્યું નહિ. એ દીકરી મને રાંધી ખવરાવતી. મારાં ખેતર હું ઢેડ પાસે ખેડાવતો અને ખેતીની અર્ધી ઉપજ હું તેમને આપતો. મારાં ઢોરઢાંખરની સંભાળ એ દીકરી રાખતી, એટલે હું ડુંગરમાં ફર્યા કરતો અને સાંજ પડયે કાંઇ ને કાંઇ શિકાર કરી લાવતો. પાંચીયાના નેસમાં મને ઘા વાગવાથી હું થોડા દિવસ ખાટલે રહ્યો. એક રાત્રે હું મારા ઝુંપડામાં સૂતો હતો અને પાસેના બીજા ઝુંપડામાં મારી દીકરી સોના સૂતી હતી. ઘણી વેદનાથી મધરાતને સુમારે હું જાગી ગયો, ત્યારે સોનાના ઝુંપડામાં મેં કાંઇ ધીમી વાત-ચીત સાંભળી. કોઈ વાર નહિ અને આજે સોના કોની સાથે વાત

કરતી હશે તે જાણવા હું અધીરો થયો અને ઘાની વેદનાની દરકાર કર્યા વિના સોનાના ઝુંપડા પાસે ગયો. બારણું બંધ હતું અને અંદર સોના કોઇ પુરૂષ સાથે વાત કરી રહી હતી! હું ચમકી ગયો. મેં બૂમ મારી : "સોના! સોના!" ત્યાં તો પેલો પુરૂષ ઝુંપડી તોડીને પાછળથી નાઠો! હું ઘાયલ થએલો હતો એટલે તેની પાછળ દોડી શક્યો નહિ અને એ કોણ હતો તે જાણી શક્યો નહિ. હું સોના પર બહુ ગુસ્સે થયો હતો અને સોના પણ મારા બોલમાંના ગુસ્સાને જ ઓળખી ગઇ હતી. તેણે બારણું ઉઘાડયું અને તુરત જ બીકને લીધે તે મારાથી આઘે ખસી ગઇ. તેને એવી બીક લાગી હતી કે કદાચ હું તેને ત્યાં ને ત્યાં જ ઠાર મારી નાંખીશ. પણ એ એકની એક દીકરી ઉપરના ગુસ્સાને આગળ વધવા દીધા વિના મેં ધીરજ રાખી અને નજીકમાં કોઇ ન સાંભળે એવી રીતે મેં સોનાને પૂછ્યુ : "સોના ! મારી દીકરી ! ખરૂં બોલ, એ કોણ હતું?" પણ સોનાએ જવાબ આપ્યો નહિ. મેં બહુ બહુ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કેઃ "બાપા! એ કોણ હતું એવું પૂછવાને બદલે તો તમે મને ઠાર કરી નાંખો તો સારૂં! તમે પૂછો છો તેનો જવાબ મારાથી અપાય તેમ નથી." આ જવાબ સાંભળીને મારી નવાઇનો પાર રહ્યો નહિ. આવી વાત કોઈ પણ વાર મારી દીકરીના મ્હોંમાંથી મેં સાંભળી નહોતી. મેં કહ્યુંઃ "દીકરી ! તું ગભરાઈશ નહિ; તારો વાંક હશે, તોએ આ એક વાર હું તને માફ કરીશ. માટે હું પૂછું છું તેનો એક વાર ખરો જવાબ આપ." આથી સોનાનો ગભરાટ ઓછો થયો અને તેણે કહ્યુંઃ "મારા ઝુંપડામાં હું પાંચીયાના દીકરા મોતીયા સાથે વાતચીત કરતી'તી." હું ભડકીને બોલી ઉઠયોઃ "ઓ દીકરી! આ તેં શું કરવા માંડયું છે? મારા દુશ્મનના દીકરાને તારે પરણવું છે? હાય! હાય! તું તો મને ડંખ દેનારી નાગણ કરતાંય ભૂંડી નીકળી! તારે એને પરણવું હોય તો પહેલાં મને મારી નાંખ અને પછી પરણ; અને મને જીવતો રાખવો હોય તો તું તારી મેળે મરી જા!" આટલું કહીને હું પાછો જતો રહ્યો. ત્યારપછી સોના

બહુ રડી. આ વાત મેં કોઈને કહી નહિ પણ મારૂં દિલ બહુ દુઃખવા લાગ્યું. મારી દીકરી મારા દુશ્મનના ઘરમાં જાય એ મારાથી કેમ વેઠાય? મેં છાની રીતે સોનાને ચેતવણી આપી કે: "આ વખતે તો હું તને માફ કરૂં છું, પણ હવે જો એ મોતીયાને હું તારી પાસે જોઈશ તો તમને બન્નેને હું પકડીશ અને જીવતાં બાળી મેલીશ." તત્કાળમાં બે ત્રણ દિવસ સુધી તો કશો બનાવ બન્યો નહિ, પણ ચોથે દિવસે રાત્રે મોતીયો એક ઘોડા પર બેસીને છાનોમાનો સોનાના ઝુંપડા પાસે આવ્યો અને ઘોડા પરથી ઊતરીને ઝુંપડામાં પેઠો. સોનાની ફીકરમાં મને રાત્રે ઊંઘ આવતી નહિ એટલે મોતીયો આવ્યો અને ઝુંપડામાં પેઠો એ મેં મારી નજરે જોયું. હું તીર અને કામઠું લઈને સોનાના ઝુંપડા પાસે જઈને બેઠો, અને ઝુંપડામાં સોના તથા મોતીયા વચ્ચે ચાલતી વાતચીત સાંભળવા લાગ્યો. મોતીયો બોલ્યો: "સોના! તારે માટે આજે હું જીવનું જોખમ ખેડવા તૈયાર થયો છું; હવે જો તું મારી સાથે પરણવા તૈયાર હો, તો મારી સાથે ઘોડા પર બેસીને મારા નેસમાં ચાલ." સોના બોલી: "મોતી! તારા વિના મારે આ જગત્‌માં બીજા ભાઇ બાપ જેવા છે, તો પછી હું તને ન પરણું તો બીજા કોને પરણું? તારો બાપ મારા બાપનો દુશ્મન છે. મારો બાપ તારા બાપની સાથે લડાઇ કરવાનો છે, પણ તું મારા કાળજાની કોર જેવો છે." મોતી બોલ્યો: "સોના! મારો બાપ પણ જો આ વાત જાણે તો મને ઘરમાંથી કાઢી મૂક્યા વિના રહે નહિ. તારો બાપ પણ ઓછો ઝેરીલો નથી. હું તેના હાથે પકડાઉં તો એ મને જીવતો છોડે નહિ, એવી મારી ખાત્રી છે. પણ તારા માટે એ બધું જોખમ ખેડવા હું તૈયાર થયો છું. તને પરણવાથી મને મારો બાપ કાઢી મૂકશે તો હું અને તું પરદેશમાં જઇને રહીશું અને તારો બાપ લડવા આવશે તો હું તેને લડીને મારીશ અને કાંતો મરીશ; પણ તને વીલી નહિ મૂકું. હવે વાર કર્યાં વિના તું મારી સાથે ચાલ." સોના બોલી: "તારા માટે હું મારા બાપને રડવડતો મૂકું છું એથી

મને ખોટું લાગે છે, પણ જો હું એમ ન કરૂં તો મારે ઝૂરીને મરવું પડે, અને-" મોતી બોલ્યો: "અને તારા વિના મારી આંખો આંધળી બની જાય. હવે જો મને તારે આંધળો કરવો હોય અને તારે ઝૂરીને મરવું હોય તો, ભલે તું તારા બાપ પાસે રહે." સોના બોલી: "ના મોતી! ના. હું તારી સાથે જ આવું છું. પણ તું મને અત્યારે ને અત્યારે કોઇ બીજે ઠેકાણે લઇ જા. તારા નેસમાં લઇ જઇશ, તો મારો બાપ લડીને મને છોડાવશે અને પછી મારે મરવું પડશે." મોતી બોલ્યો: "તો તેમ કરવા હું તૈયાર છું. મારી પાસે મારો તેજ ઘોડો તયાર છે; અત્યારે જ આપણે અહીંથી નીકળીને પરદેશને માર્ગે પડીએ. ભગવાનની મરજી હશે ત્યાં તે આપણને લઇ જશે." સોના બોલી: "તો હવે ચાલ." એમ કહીને સોના મોતી સાથે જવાને તૈયાર થઇ. હવે મોતી કરતાં સોના ઉપરનો મારો ગુસ્સો વધ્યો. આગળ મોતી અને પાછળ સોના બહાર નીકળ્યાં અને મેં તીર છોડયું તે સોનાના પગમાં વાગ્યું. તે સાથે જ સોના બૂમ મારીને બોલી: "મોતી! હું મૂઇ છું, તું નાસી જા! આપણો બેત ખુલ્લો પડી ગયો છે." પણ મોતી હઠયો નહિ. હું મોતી તરફ ધસ્યો અને મોતી મારી તરફ ખુલ્લી તલ્વારે ધસ્યો! મારી પાસે તે વખતે તલ્વાર કે છરો કશું નહોતું તેથી મોતીના બે ત્રણ ઘા મને વાગ્યા અને આસપાસના ભીલો આ ઘોંઘાટથી જાગી ઉઠયા. સોનાને ઉંચકી જવાને મોતી તેની તરફ દોડયો પણ મેં તેને ફાવવા દીધો નહિ. મારા ભીલો તેને પકડી લેશે એમ માનીને તે સોનાને મૂકીને પોતાના ઘોડા પર બેસી નાસી ગયો!" એટલું કહી ભીલ થોડી વાર શ્વાસ ખાતો બેઠો.

"મારા ભીલો હવે પાંચીયા સાથે લડાઇ કરવાને અધીરા બની ગયા, પણ મેં તેમને થોડા દિવસ ધીરજ રાખવા કહ્યું. મારા ઘા રૂઝાયા પહેલાં તો મને મોતીની તલ્વારના બીજા ઘા વાગ્યા હતા અને તે રૂઝાયા વિના મારાથી પાંચીયાની સામે લડાય તેમ નહોતું. પણ સોનાને હવે મેં આકરી કેદમાં રાખવાનું ઠરાવ્યું. મોટા અને મજબૂત

વાંસનો એક નાનો પણ ઉંચો કોટ મેં બનાવ્યો અને તેમાં એક ઝુંપડું બનાવી તેમાં મેં સોનાને રાખી. રાતને વખતે તેની ફરતા બે ભીલોને ચોકીદાર રાખ્યા. હું જાણતો હતો કે સોના એ કેદખાનામાં રડી રડીને દહાડા કાઢતી હતી, પણ તેની તે મૂર્ખાઇની મને જરાએ દયા આવી નહિ. હું તેને રોજ ધમકાવતો અને તે ધમકી તે સાંભળી રહેતી તથા રડયા કરતી. આવી રીતે થોડા દિવસ ગયા. સખત ચોકી-પહેરાને લીધે મોતી ફરીથી સોનાને મળવા આવવાની હિંમત ભીડી શક્યો નહિ. એક વાર રાત્રે એક ચોકીદારે આવીને મને કહ્યું કે વાંસના કોટમાં કાંઇક ગરબડ છે. હું તલ્વાર તથા તીરકામઠું લઇને કોટ તરફ દોડયો અને કોટનું બારણું ઉઘાડીને અંદર પેઠો. જોયું તો અંદરની ઝુંપડીમાં સોના ન મળે, પણ ઝુંપડીની પાસે જ એક મોટો ખાડો પડેલો મેં જોયો! હું ખાડામાં ઉતર્યો તો આગળ ચાલવાનો રસ્તો જણાયો! હું અને ચોકીદારો એ રસ્તે આગળ ચાલ્યા અને થોડુંક ચાલ્યા, ત્યાં તો એ ભોંયરાનું મોઢું આવ્યું. વાઘના એક ઉંડા કોતરમાંથી મોતીએ એ ભોંયરૂં ઘણા દહાડાની મહેનતે ખોદી રાખેલું હશે. ભોંયરામાંથી બહાર નીકળતાં જ ચાંદાના અજવાળામાં મેં મોતી અને સોનાને હવે કઇ તરફ આગળ જવું એ બાબત વાત કરતાં જોયાં! હું અને ચોકીદારો હાક મારીને તેમની તરફ દોડયાં. સોના બોલી: "મોતી! હવે મારૂં અને તારૂં બન્નેનું આવી બન્યું. આ અવતારમાં તો આપણે પરણી શકવાનાં નથી, માટે આવતે અવતારે વાત." એ કોતરની પાસે જ એક નાનું તળાવ હતું અને તળાવને કાંઠે વડનું મોટું ઝાડ હતું. સોના એ તળાવ તરફ દોડી અને છલંગ મારીને તળાવમાં પડી. સોનાને તળાવમાં મરવા પડેલી જોઇને મોતી અમારી સામે લડવાને બદલે સોનાની પાછળ તળાવમાં પડયો અને ડૂબી ગયો. અમે તળાવમાં પડીને તેમને શોધ્યાં પણ તેમનાં મુડદાં જ બહાર કાઢી શક્યા. સોનાનું મુડદું જોઇને મારી ધીરજ અને બહાદુરી મરી ગઇ. હું પોકેપોક મૂકીને રડવા લાગ્યો. સોના ઉપર મને બહુ ક્રોધ ચડયો.

હતો, પણ એ દીકરી મોતીને માટે આવું કરશે, એમનાં દિલ આટલાં બધાં એક થયાં હશે એવી મને ખબર નહિ અને આવું છેવટ આવેલું જોતાં જ મારો ક્રોધ ઉડી ગયો અને મને પસ્તાવો થવા લાગ્યો. એ દીકરીના મોતથી હું કેવળ ઘેલો બની ગયો. ભીલો એકઠા થઇ ગયા અને પાંચીયાને આ વાતની ખબર પડતાં તે પણ ત્યાં રડતો રડતો આવ્યો. તે કલ્પાંત કરતો બોલ્યો : " ઓ દીકરા ! મેં તને બહુ વાર્યો પણ તેં ન માન્યું અને છેવટે આ ફળ મળ્યું." મેં દીકરી ગુમાવી અને પાંચીયાએ દીકરો ગુમાવ્યો. આ દુઃખના ઉભરામાં અમે અમારી દુશ્મનાવટ ભૂલી ગયા અને એ વડના ઝાડ નીચે જ બન્નેને ભેગાં બાળ્યાં." એટલું બોલતામાં એ વૃદ્ધ ભીલની આંખમાં આવેલાં આંસુએ વિલાસ અને સાયરની આંખોમાં પણ આંસુ આણ્યાં.

ભીલ આગળ બોલ્યો : " ત્યારપછી એક મહિનાસુધી હું બ્હાવરા જેવો જ બની ગયો. ખાઉં નહિ, પીઉં નહિ, બોલું નહિ, અને મારી ઝુંપડીમાં શૂન્ય–મૂન્ય બેસી રહું. પછી તો રોજ સવારે પેલા વડના ઝાડ નીચે આવીને હું બેસતો અને દિકરીને સંભારીને રડતો. કેટલેક દિવસે મેં એ ઝાડની એક ડાળ ઉપર બે પારેવાંને આનંદથી રમત કરતાં જોયાં. બીજે દિવસે પણ મેં એ જ ડાળ ઉપર એ જ પારેવાંને એવો આનંદ કરતાં જોયાં. મહિનાના મહિના સુધી જ્યારે મેં એ જ પારેવાંને એ જ ડાળ ઉપર બેસી રહેતાં જોયાં, ત્યારે મેં માન્યું કે સોના અને મોતીને માનવીના અવતારમાં મેં ચેન પડવા દીધું નહિ, તેથી એ બિચારાં બન્નેએ આપઘાત કરીને પંખીનો અવતાર લીધો અને આનંદ કરવા માંડચો ! મારી દીકરી અને જમાઇ તો ગયાં, પણ પછી એ આનંદી પારેવાંનું જોડું જોઇને મને તેમના ઉપર હેત આવવા લાગ્યું. હું મારા દુઃખને ધીમે ધીમે ભૂલવા લાગ્યો. એ પારેવાંને માટે રોજ હું જાર લાવીને ઝાડ નીચે નાંખવા લાગ્યો. મારી નજરે એ પારેવાં જાર ચણતાં અને આખો દિવસ એ ઝાડ નીચે જ કલ્લોલ કરતાં રમતાં. બે વરસથી તો એ પારેવાં પણ હવે

ત્યાં દેખાતાં નથી, અને તેથી એ વડના ઝાડ તરફ જોતાં મને મારી સોના સાંભરી આવતાં રડવું આવે છે. હવે તો મારો નેસ નથી અને ખેતીએ નથી. એ તળાવની પાસે જ ઝુંપડી બાંધીને હું આવરદા પૂરી કરૂં છું. આજે પેલાં પારેવાંના જોડા ઉપર મેં એક તીર ફેંક્યું, પણ બીજું તીર ફેંકતાં પહેલાં મને વિચાર આવ્યો કે એક પ્રેમી જોડાને તો રીબાવી રીબાવીને મેં પાપ કર્યું છે અને વળી ફરીથી આ પંખીના જોડાને રીબાવવાનું પાપ શામાટે કરૂં છું? સોનાના મોતથી મારા દિલને થએલો જખમ તે વખતે મને સાંભર્યો. આ વિચાર થઇ આવતાં એ આનંદ કરતાં પંખીને મેં માર્યાં નહિ, અને મેં તેમને આશીર્વાદ આપ્યો કે ભગવાન તમારા પ્રેમને અખંડ રાખે!"

કેટલીક ક્ષણો સુધી આ દિલના જખમના કથાનકે વિલાસ તથા સાયરને મંત્રમુગ્ધ બનાવી મેલ્યાં. એ મુગ્ધતા શમતાં વિલાસે પોતાના હાથમાંથી સુવર્ણકંકણ કાઢીને તે એ વૃદ્ધ ભીલને આપ્યું અને કહ્યું: "ડોસા! આ ઇનામ હું તને આપું છું પણ સાથે કહું છું કે માત્ર પારેવાં જ નહિ પણ કોઇ જાતનાં પશુપંખીનાં પ્રેમી જોડાં ઉપર તું તારૂં તીર હવેથી ફેંકીશ નહિ."

ઉપકારવશ થતા ભીલે મસ્તક નમાવીને એ કંકણ લેતાં કહ્યું: "બા સાબ! મારા દિલનો જખમ જ્યાંસુધી વહ્યા કરે છે, ત્યાંસુધી તો મારી પાસે પ્રભુ એવું પાપ નહિ કરાવે, અને એ જખમ મારા મોત સુધી તો રૂઝાવાનો નથી જ." એટલું કહી ભીલ પુનઃ મસ્તક નમાવીને ત્યાંથી ચાલતો થઇ ગયો.

વિલાસ બોલી: "આ ભીલનું કથાનક સાંભળીને હું બહુ ગુંચવાઈ ગઈ છું. ભીલે પારેવાંને ન માર્યાં તે વિષેની તમારી કલ્પના ખરી પડી છે, પરન્તુ હજી એ વાર્તાનો સિદ્ધાંત મારા મગજમાં ઊતરતો નથી. ફરી કોઇ વાર હું તમને મળીશ, ત્યારે આપણે તે વિષે વાતો કરીશું. વારૂ, તમારૂં નામ તો સાયરસીંગ ને!"

" હા. "

"વારૂ." એમ કહી વિલાસ ત્યાંથી ચાલવા લાગી. સાયર પણ હવે ઘર તરફ જ પાછો ફરવાનો હતો, પરન્તુ વિલાસે કહ્યા વિના તેની સાથે સાથે ચાલીને પર્વત ઊતરવો એ તેને અવિનયયુક્ત લાગ્યું, તેથી તે ત્યાં જ ઊભો રહ્યો અને ધીમે ધીમે ચાલી જતી વિલાસ ભણી દૃષ્ટિ કરી રહ્યો. વિલાસ થોડાં ડગલાં આગળ વધી અને તેણે પાછું વાળીને જોયું. વિલાસ તથા સાયરનાં નેત્રો મળ્યાં અને વિલાસે વદન ફેરવી વાળ્યું. શિખર ઊતરતાં તથા સાયરની દૃષ્ટિગોચરતામાંથી અદૃશ્ય થતાં પુનઃ વિલાસે તેવી જ રીતે જોયું અને તેણે સાયરને પોતા તરફ જ નિહાળી રહેલો જોયો. તત્ક્ષણ શિખરના ઢોળાવમાં વિલાસનું મસ્તક દેખાતું બંધ થઇ ગયું અને સાયરની દૃષ્ટિનો વિષય બદલાયો. તેણે શિલા ઉપર વિલાસે લખેલી કવિતા ત્રણ-ચાર વાર પુનઃ પુનઃ વાંચી અને તે તેને મ્હોંએ થઇ ગઇ. કવિતા ગણગણતો અને થોડી ક્ષણો પછી વિલાસના સૌંદર્ય, માધુર્ય તથા ચાતુર્યની વિચારણાથી મુગ્ધ બની જતો તે એ શિલા ઉપર જ બેસી રહ્યો. શિલાને છેડે તેની ચિત્રપાટી પડી હતી અને એક રાની ઉંદરડો એ પાટીને કરડી રહ્યો હતો; સૂર્ય ઉંચે ચડવાથી તાપમાં વૃદ્ધિ થતી જતી હતી; પવન વધતો જતો હતો અને હવે તો તે ઊની લૂ વર્ષાવવા લાગ્યો હતો; પરન્તુ સાયરનું ચિત્ત તો થોડા સમય પૂર્વે તેની દૃષ્ટિ સમીપે ઊભેલા સજીવ સૌંદર્યમાં જ લાગી રહેલું હતું.

## પ્રકરણ ૨૭ મું

### તુચ્છકાર.

ગિરિશૃંગ પર જવાને અધીરો બનેલો સાયર બીજે દિવસે પરોઢમાં રોજ કરતાં વહેલો ઉઠ્યો. દંતધાવન સ્નાનાદિથી પરવારીને

પોતાની સાથે ચિત્રપાટી અને આગલે દિવસે દોરેલાં બે ચિત્રો—એક પારાવતયુગલનું અને બીજું વિલાસનું–લઇને તે ઉતાવળો ઉતાવળો પર્વત પર ગયો. ગઇ કાલે જે શિલા પર વિલાસે કવિતા લખી હતી તે શિલા પાસે તે આવી પહોંચ્યો ત્યાંસુધી રાત્રિનો અંધકાર વ્યાપેલો હતો—અરૂણોદય પણ થયો નહોતો! થોડી વાર તે ત્યાં થોભ્યો અને વિલાસની માર્ગપ્રતીક્ષા કરતો અંધકારમાં દૃષ્ટિ દોડાવી રહ્યો. તુષારબિંદુઓથી શિલા પરના અક્ષરો ધોવાઇને ખંડિત થયા હતા, છતાં નજીક આવતા જતા પ્રભાતના ઝાંખા અજવાળામાં એ કવિતા સાયર એક વાર ફરીથી વાંચી શક્યો. પ્રભાત થવાને અને વિલાસ ત્યાં આવી પહોંચવાને હજી વાર થશે એવું જોઇને સાયર નજીકમાં ફરવા ચાલ્યો ગયો. વિલાસકુંવર એક રાજકન્યા હતી એટલે દૈવયોગે તેનો આટલો પરિચય થયો તે પણ સાયરને મન પોતાનું સદ્ભાગ્ય હતું. તેનું સૌંદર્ય, માધુર્ય અને વિદ્વત્તા તેના હૃદયનું આકર્ષણ કરનારાં થઈ પડચાં હતાં અને તેનો પરિચય તેને આનંદ આપતો હતો. આ આનંદ નિર્દોષ હતો. તેમાં વિકારને સ્થાન પણ નહોતું. તેનું કલારસિક માનસ વિલાસમાંથી પોતાની રસવૃત્તિનું પોષણ નિર્ઝરતું જોતું હતું અને તેથી તે તેને પોતાની કલાની દેવીરૂપ માનતો હતો. આ દેવીનું દર્શન પુનઃ પુનઃ કરવાને, તેના લાવણ્યના દર્શન માત્રથી માનસિક આનંદ પ્રાપ્ત કરવાને, તેની મધુર વાણીથી કર્ણપુટને આનંદથી ભરવાને, તેના ચાતુર્યથી દિલ બહેલાવવાને એ ક્ષણિક પરિચય નિત્યનો થઈ પડે તો કેવું સારૂં, એવું તેનું દિલ ઇચ્છતું હતું.

અધીરતા અને ઉત્સાહથી થોડી વાર ગિરિશૃંગ પર તે ભમ્યો. અત્યારે કુદરતનું કોઇ પણ દૃશ્ય તેને ચિત્રના મનોરમ વિષયરૂપ જણાયું નહિ. તેનું ચિત્ત કેવળ વિલાસના પુનઃ દર્શનમાં જ લાગી રહેલું હતું એટલે અન્ય કોઈ વિષય ઉપર તેની વૃત્તિ ચોંટતી નહોતી. ક્ષણે ક્ષણે તે પૂર્વ દિશાએ દૃષ્ટિ કરતો હતો અને સૂર્યોદયને કેટલી વાર હશે તેનાં અનુમાન બાંધતો હતો. કેટલીક વારે તેની આ ઉત્સુકતા શમી. સૂર્યની

રક્ત પ્રભા પૂર્વાકાશમાં દીપી રહી એટલે ઉતાવળે તે વિલાસના બેસવાના સ્થાન તરફ વળ્યો. દૂરથી તેણે જોયું કે ખરેખર વિલાસ આવી પહોંચી હતી અને એ જ શિલા પર બેસીને મૂગી મૂગી સૂર્યોદય નિહાળી રહી હતી! સાયરનાં નેત્રોમાં આનંદ ચમક્યો. તે ઉતાવળે પગલે વિલાસની સમીપે આવીને ઊભો રહ્યો એટલે વિલાસનું ધ્યાન ભગ્ન થયું. તેણે સાયરની સામે જોયું અને તુરત જ તેના નેત્રમાં આનંદનો ચમકારો થએલો અને ઓષ્ઠ પર સ્મિત ફરકતું જોયું! સાયરનું હૃદય ક્ષણભર આનંદથી નૃત્ય કરી રહ્યું.

તત્ક્ષણ વિલાસે એક્કે શબ્દનો ઉચ્ચાર નહિ કરતાં નીચું જોયું અને એક ક્ષણ પછી પોતાના અવનત વદનને તેણે ઉન્નત કર્યું: પણ એ એક જ ક્ષણમાં એ સુંદર વદન પરની રેષાઓમાં કેટલો બધો ફેરફાર!! એ નેત્રોમાં આનંદની ચમક નહોતી, ઓષ્ઠ ઉપર સ્મિત નહોતું, વદન પર મૃદુતા નહોતી, પરન્તુ તેની ભ્રૂકુટિ ચડેલી હતી, નાસિકા ઉચ્છ્વાસથી ફૂલતી હતી, ઓષ્ઠ દંતાવલિમાં દબાતા જતા હતા અને વદન પર કઠોરતા આવી વસી હતી! એકાએક એ ભાવનું દર્શન સાયરના મન ઉપર અસર કરે તે પૂર્વે તો સાયરે પોતાના હાથમાંનું પારાવતયુગલવાળું ચિત્ર વિલાસને ભેટ કરવાને તેની સામે ધર્યું હતું. વિલાસે શબ્દોચ્ચાર કર્યા વિના જ કડકાઇથી એ ચિત્ર સાયરના હાથમાંથી ઝુંટવ્યું અને તેના બે કકડા કરી બાજુએ ફેંકી દીધું! તત્ક્ષણ વિલાસ શિલાતલ પરથી ઉઠીને ચાલતી થઇ ગઇ. આ મૌન તુચ્છકાર અનુભવતો–બાઘા સરખો બની ગએલો–ઊતરી ગએલા વદનવાળો સાયર ત્યાં ને ત્યાં જ સ્થિર ઊભો રહ્યો.

દિગ્મૂઢ બની ગએલા સાયરની વિચારમાળા જ સ્થિર બની ગઇ. કેટલીક વાર સુધી તેનું ચિત્ત જડ જેવું બની ગયું. ધીરે ધીરે તે વિચાર કરવા લાગ્યો: “ એ સુંદરીને શું મારા આગમનથી અપમાન લાગ્યું હશે? જે ચિત્ર તેને ગઇ કાલે અત્યંત વ્હાલું હતું તે આજે અપ્રિય થઇ પડયું હશે? ‘ ફરી કોઇ વાર હું તમને મળીશ ’ એવું ગઇ

કાલે કહેનાર સુંદરીને આજે મારૂં દર્શન શું દુઃખજનક લાગ્યું હશે? મેં તેના ધ્યાનમાં ભંગ પાડચો તેથી તે શું ક્રુદ્ધ થઈ હશે? મારા અત્યારના પરિચયથી શું તે મને લબાડ માનતી હશે? ગઈ કાલે મેં તેની કવિતામાં દર્શાવેલા એક દોષથી શું તેને માઠું લાગ્યું હશે? ચતુર પરન્તુ રાજવંશમાં ઉછરેલી બાળાઓ શું આવી અભિમાનવતી જ હશે? પોતાના દોષનું કથન પરમુખે સાંભળતાં શું તેમનું માન ખંડિત થઇ જતું હશે? આવી વિદુષી અને સરલ હૃદયની બાળામાં પણ રાજસી વૃત્તિના દોષો શું ઊતર્યાં હશે?"

સાયરનો ઉત્સાહ તેના અંતરમાં શમી ગયો—ના, મરી ગયો. એ વિલાસિની વિલાસ તેની કલાના જીવન્ત નિર્ઝરરૂપ હતી, પરન્તુ એ નિર્ઝરનાં જલબિંદુઓથી અભિસિંચિત થતું તેનું કલારસિક માનસકમળ હવે એકાએક ચીમળાવા લાગ્યું. એક જ દિવસમાં પોતે દોરેલાં બે ચિત્રો પોતાનાં સર્વ ચિત્રોમાં અદ્વિતીય હતાં, એમ સાયરને લાગ્યું હતું, અને હવે પછી એવાં સુંદર ચિત્રો પોતે ભવિષ્યમાં દોરી નહિ શકે એવું તેના ઉત્સાહભંગ પામેલા હૃદયને લાગવા માંડ્યું હતું. તે થોડી વારસુધી એ શિલાતલ ઉપર ઉંડા વિચારમાં બેસી રહ્યો. વિશેષ ને વિશેષ વિચાર કરતાં તેનું ચિત્ત ગુંચવાઇ જતું હતું. ઉલ્લાસનો વિષય એકાએક ખોવાઇ જતાં તે બ્હાવરા જેવો બની ગયો હતો. સૂર્યનો આતાપ વધવા લાગતાં તે ત્યાંથી ઉઠ્યો અને ગિરિશૃંગ ઊતરવા લાગ્યો. વિલાસે ફાડીને ફેંકી દીધેલા ચિત્રપટના કકડા ભણી તેણે દૃષ્ટિપાત કર્યો. પોતાના એક સુન્દર ચિત્રની એવી દુર્દશા થએલી જોઇને તેની આંખમાં અશ્રુબિંદુઓ ઝમી આવ્યાં. એ ચિત્રના કકડા પુનઃ પોતાને આ દુઃખદ પ્રસંગનું સ્મરણ કરાવનારા થઈ પડશે, એમ માનીને તેણે તે કકડાને ત્યાં જ પડ્યા રહેવા દઇને માટીમાં મળી જવા દેવાનું ઉચિત માન્યું.

સાયર વિષણ્ણ વદને ઘેર આવ્યો, ત્યારે હરનામ બેઠો બેઠો એક સુંદર નાની કટારી હાથમાં લઇને આનંદપૂર્વક તેને ફેરવી ફેરવીને જોઇ રહ્યો હતો. સાયરને જોતાં જ તે ઉલ્લાસપૂર્વક બોલ્યોઃ "સાયર! જો, મેં આ કટારી ખરીદી."

સાયરે કટારી હાથમાં લઇને જોઇ. તે એક નાજુક કટારી હતી. તેની મૂઠમાં સોનાની કારીગરી કરવામાં આવી હતી. તેનું ચકચકીત પાનું ચાંદી સાથે હરીફાઇ કરતું હતું. સાયરે કટારી જોઇને મૂગા મૂગા જ હુરનામના હાથમાં પાછી આપી.

"કેમ, કેવી છે ! તેનો ઘાટ કેવો મજાનો છે ?"

"સારો છે." સાયરે લુખ્ખો જવાબ આપ્યો.

"શીરોહીથી એક લોહાર આવ્યો હતો તેની પાસે આવાં નાનાં ઘણી જાતનાં હથીયારો હતાં. મને આ કટારી ગમી ગઇ, એટલે મેં ખરીદી. તેની કીંમત તું શું ધારે છે ?" હુરનામે પૂછ્યું.

સાયરને હુરનામની વાતમાં રસ પડતો નહોતો. તેણે કશો જવાબ આપ્યો નહિ. હુરનામને લાગ્યું કે સાયર આજે ઉદાસ છે. તેણે પૂછ્યું: "કેમ, તારી તબીયત આજે સારી નથી ?"

"ના, સારી છે. આજે ફરવા વહેલો ગયો હતો એટલે જરા થાક લાગ્યો છે." સાયરે જવાબ આપ્યો અને તે એક કામળો પાથરીને સૂતો. ભાઇ પોતાની ઉદાસી પરખી જાય નહિ તેટલા માટે સાયરે જ સૂતાં સૂતાં વાર્તાપ્રસંગ શોધ્યો: "મહારાજાની તબીયત હવે કેવી રહે છે ?"

"દિવસે દિવસે વધારે લથડતી જાય છે. ડોસો હવે વધુ દિવસ કાઢે તેમ લાગતું નથી. મહંત વચ્ચે બે–ત્રણ દિવસ બડા બજરંગ જઇ આવ્યો અને પાછો અહીં આવીને ધામો નાંખી બેઠો છે."

સાયરનું ચિત્ત હુરનામની વાતમાં નહોતું, પરન્તુ માત્ર હોંકારો આપવાને જ તે બોલ્યો : "એમ કે ?"

"હા, અને ભાઇ ! રાણી વિજ્જુલકુંવર મહારાજાની બહુ જ સેવા ઉઠાવે છે હોં ! મહંત ગમે તેવી કુટિલ બાજી ચલાવવા ઇચ્છતો હોય, તોપણ વિજ્જુલકુંવર રાજ્યનું ખરૂં હિત ચાહે છે એટલે તે મહંતને ફાવવા નહિ દે, એમ મને લાગે છે."

"હંઅ."

"લોકો એમ પણ કહે છે કે રાજ્યવહીવટ માટે મહંત એકલા

જ બસ હતા, સાણીની તેમાં કશી જરૂરત નહોતી. મહંત ઉપર લોકોની શ્રદ્ધા બહુ છે, હો."

"હશે."

"પણ મહંતની શી બાજી હશે તે હજી કાંઈ સમજાતું નથી. તું કહેતો હતો તેવો મહંત લબાડ હશે ખરો? તેં તેના આશ્રમમાં જે જોયું હતું તે ખરેખર તારી આંખે જોયું હતું કે તને ઉંઘમાં કાંઇ સ્વપ્ન આવ્યું હતું?" મહંતની પ્રતિષ્ઠાની વાતો સાંભળીને ડગમગી ગએલા મનવાળા હરનામે પ્રશ્ન કર્યો.

સાયર હસ્યો. તેણે કહ્યું: "ભાઇ! હું કાંઇ ત્યાં જઇને ઉંઘી ગયો નહોતો. મહંતની જાળ પારખવાને હજી વાર છે; એક વાર રાજાનું અવસાન થાય એટલે પછી તેની જાળ દેખાવા લાગશે."

"પણ વિજ્બુલકુંવર એને ફાવવા નહિ દે. વિલાસકુંવર—"

"હેં!" વિલાસનું નામ સાંભળીને સાયર ચમક્યો.

"હું રાજકન્યાની વાત કહું છું."

"હં, શું?"

"રાજકન્યા ઉપર રાણીની વત્સલતા પણ ખૂબ છે."

"એ તને કોણે કહ્યું?"

"લોકો કહે છે. કાલે સેનાપતિની પુત્રી પણ એમ જ કહેતી'તી."

સાયરને વાતમાં રસ ન લેતો જોઇને હરનામે ત્યાંથી વાત અટકાવી. સાયર આંખો મીંચી વિલાસની મનોમૂર્તિ આલેખવા લાગ્યો.

## પ્રકરણ ૨૮ મું

### હરનામ અને રાધા

"રાધા! બેટા રાધા! તું ક્યારે આવી?" દિવસના છેલ્લા પ્રહરમાં સેનાપતિ ખડ્ગસિંહે જરા આરામ લઇને ઉઠતાં રાધાનાં પગનાં ઝાંઝરનો અવાજ સાંભળતાં જ મોટેથી હાક મારી.

રાધા ઉતાવળે પગલે પિતાની પાસે આવી અને બોલી: "કેમ બાપુ, મને બોલાવી?"

"તું ક્યારે આવી બેટા?"

"હું હમણાં જ ચાલી આવું છું. વિલાસકુંવર રાજમહેલ તરફ રાજાજીની તબીયત જોવા ગયાં અને હું આ તરફ આવી." રાધાએ પિતાની સામે ગાદી પર બેસતાં કહ્યું.

"ઠીક! રાણી વિજ્જુલકુંવર અને મહંત સાહેબ કોઈ વાર રાજકન્યાને મળવા આવે છે કે?" સેનાપતિએ પુત્રીને સહજ પ્રશ્ન કર્યો.

"હા, પણ બેઉ સાથે આવતાં નથી. એક-બે દિવસે બેઉ જણ જૂદાં જૂદાં આવે છે ખરાં."

"તેઓ વિલાસકુંવર સાથે શી બાબત વાતો કરે છે?"

"મહંત તો કુંવરીને રાજાજીની તબીયત ખરાબ હોવા માટે માત્ર ધીરજ આપે છે, અને વિજ્જુલકુંવર રાજાજીની ખરાબ તબીયત માટે રાજકન્યા પાસે આવીને આંસુ પાડે છે. પછી વિલાસકુંવર પણ રડે છે અને રાણી તેને ધીરજ આપે છે." રાધાએ કહ્યું.

સેનાપતિ પોતાની સફેદ મૂછો પર હાથ ફેરવતો વિચારમાં પડ્યો. એટલામાં હરનામ આવ્યો અને સેનાપતિને નમન કરીને ગાદીને એક છેડે બેઠો.

સેનાપતિએ પુત્રીને પૂછ્યું: "એ બધું તો ઠીક, પણ તારી બ્હેનપણી પરણવાનો વિચાર કરે છે કે નહિ? આ મહંત અને રાણી રાજકન્યા પાસે દોડયાં આવે છે, તેનું કારણ એટલું જ છે કે રાજ-કન્યા હજી પરણી નથી. જે ઘડીએ તે પરણે તે ઘડીએ બધાંએ ઠરીને ઠામ બેસે."

રાધા નીચું જોતી મંદ હસી અને બોલી: "રાજકન્યા ક્યારે પરણશે ને કોને પરણશે તે હું શું જાણું? મને તો વિલાસકુંવરના દિલનું ઉંડાણ જ કાંઈ અનેરૂં લાગે છે. મારી પાસે બીજી ઘણી ઘણી વાતો કહે, પણ પરણવાની વાત તો બોલે જ નહિ!"

રાધાની વાત સાંભળીને હરનામ હસ્યો અને બોલ્યો : “ શું વિલાસકુંવરને એટલો વિચાર નહિ થતો હોય કે પોતે પરણતાં નથી તેને જ પરિણામે રાજ્યમાં અનેક ખટપટો ઊભી થવા પામશે? ”

રાધાએ જવાબ આપ્યો : “ તે તો રાજકન્યા સમજે છે, પરન્તુ તે કહે છે કે રાજ્યની ખાતર હું શામાટે એવા પુરૂષને પરણું કે જેનામાં મારૂં અંતર્ ઠરતું ન હોય ? ”

સેનાપતિ બોલ્યો: “ હરનામ! એ બધી જૂની વાતો છે. પહેલાં આપણામાં સ્વયંવર થતા અને રાજાઓ તથા રાજકુમારો એકઠા થતા તેમાંથી ક્ષત્રિય કન્યાઓ પોતાના પતિને પસંદ કરતી. ત્યારપછી જેમ જેમ જમાનો બદલાતો ગયો, તેમ તેમ કન્યાઓ માટે પિતા–માતા પતિની પસંદગી કરવા લાગ્યાં. પણ આ વિલાસકુંવર તો કોઈ અજબ રાજકન્યા છે. તે જાતે પોતાના પતિને પસંદ કરવા ઇચ્છે છે, પણ તેની સુંદરતા, સમૃદ્ધિ, કુળવાનપણું, ચતુરાઇ ઇત્યાદિને આધારે પસંદગી કરવા ઇચ્છતી નથી ! તે તો પોતાના ભવિષ્યના પતિના વિચારોની પરીક્ષા કરવા ઇચ્છે છે અને એ વિચારો પોતાને રૂચે તો જ તેને પરણવા ઇચ્છે છે ! ! ”

હરનામે પૂછ્યું : “ આજસુધીમાં તેમની પરીક્ષા કોણે કોણે આપી? ”

રાધા બોલી : “ બેએક રાજકુમારો આવી ગયા, પણ તેમની સાથેના પરિચય પછી રાજકન્યાએ તેમને પસંદ કર્યા નહિ. ત્યારપછી તો કોઈ રાજકુમાર કે રાજા તેમની સમીપે આવવાની હિંમત જ કરી શકતા નથી ! ”

“ એમ કેમ ? ”

“ નાલાયક ઠરવા કોણ આવે ? ”

“ બરાબર; ત્યારે વિલાસકુંવરની પરીક્ષા પણ કડક જ હશે. ” હરનામે સહજ ઉદ્ગાર કાઢ્યો.

“ મારી જાણમાં એ વાત આવતી નથી અને મારી પાસે એ સંબંધે દિલ ખોલીને વાત તે કહેતાં નથી એટલે હું પૂછતી પણ નથી. ”

"ઠીક." સેનાપતિ વચમાં બોલ્યો: "હરનામ! હવે આપણે આપણી વાત ચલાવીએ. તમને મેં એક અગત્યનું કામ સોંપવાનું નક્કી કર્યું છે. જોધમલ બહારવટીયાને જેર કરવાના અમે બહુએ યત્ન કર્યા છે પણ અમે પાર પડયા નથી. એ કામ તમને સોંપવાનો મારો વિચાર છે."

"વારૂ, પછી?"

"પછી એ જ કે આપણી સેનામાં જેટલાં અને જે માણસો જોઇએ તે તમે પસંદ કરી લો, તેમને માટે જે કાંઈ સામગ્રી જોઇએ તે માંગી લ્યો, અને તમને જે રીતે ફાવે તે રીતે એ બહારવટીયાને જેર કરીને તેની ટોળીને વિખેરી નાંખો. આ કામ ખાસ કરીને અત્યારે ઉપાડવાનું કારણ તમે જાણો છો?" સેનાપતિએ ધીમેથી પૂછયું.

"શું વારૂ?"

"રાજાજી આ માંદગીમાંથી હવે ઉઠવાના નથી. પછી રાણી અને મહંતનું રાજ્ય ચાલશે તે વખતે પડોશી રાજ્ય ખળભળી ઉઠશે. તે પહેલાં બહારવટીયાને જેર કરી આપણે પ્રભાવ પાડી શકીએ તો વધારે સારૂં." સેનાપતિએ સમજાવ્યું.

હરનામ વિચારમાં પડી ગયો. સેનાપતિ તેના વદન સામે જોઇ રહ્યો અને રાધા આ નવા સૈનિકને સોંપવામાં આવતા ભારી કામથી આશ્ચર્ય પામતી હરનામની ભેઠમાં ખોસેલી સોનેરી કારીગરીની મૂઠવાળી નાજૂક કટારી તરફ દૃષ્ટિ કરી રહી.

"કેમ, હરનામસીંગ! વિચારમાં પડી ગયા?"

"બાપુ!" હરનામ વિનયપૂર્વક બોલ્યો: "આપણે બહારવટીયાને મારવા છે, જેર કરવા છે, તેમને વિખેરી નાંખવા છે: તેમ કરવાનો હેતુ તો તેમનો ત્રાસ મટાડવાનો જ ને?"

"હા."

"તો પછી તેમને જેર કરીને તેમનો ત્રાસ મટાડવાનો એક માર્ગ છે, તેવો બીજો માર્ગ તેમની સાથે સમાધાની કરવાનોએ છે. તેમની રંજાડનું કારણ હું જાણું છું અને આપ જાણતા જ હશો."

ખડ્ગસિંહ આ જુવાન પરદેશી સૈનિકની વાત સાંભળીને આશ્ચર્ય પામ્યો. તેણે પૂછયું: "તમે એ બધું ક્યાંથી જાણો?"

"આ તરફ આવતાં દાનગઢમાં મેં જોધમલ બહારવટીયા વિષેની વાતો સાંભળેલી. રાજાજીની હવે છેલ્લી ઘડીઓ ચાલે છે અને તેમણે જે કેર વર્તાવેલો તેને લીધે આ બહારવટું ઊભું થયું છે. હવે જો જોધમલની સાથે સમાધાની થાય, તો તેની રંજાડ ટળે." હરનામે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હરનામ! હજી તમે રાજનીતિ શું છે તે જાણતા નથી. એક બહારવટીયા સાથે રાજ્ય સમાધાની કરી ન શકે. તેમ થાય તો ખંડીયા ઠાકોરોમાં તેની પ્રતિષ્ઠા શી રહે? વળી જે વખતે રાજાજીનું મૃત્યુ આવી પહોંચે છે અને રાજ્યનો વહીવટ મહંત તથા રાણીના હાથમાં જાય છે, તે વખતે આપણાથી બહારવટીયા સાથે સમાધાની થાય જ નહિ. આપણે તેમને જેર કરવા જોઇએ, જેથી પડોશનાં રાજ્યો ઉપર આપણો પ્રતાપ ચાલુ રહે, સમજ્યા?" સેનાપતિએ હરનામને સમજ પાડી.

"ત્યારે આપણો હેતુ બહારવટીયાની રંજાડ ટાળવા કરતાં વધુ પ્રમાણમાં તો તેમને જેર કરીને પડોશી રાજ્યોમાં પ્રતાપ પાડવાનો છે, એમ જ ને?" હરનામે સ્પષ્ટતા કરી.

"હા, એમ જ. તમારાં ધૈર્ય, વીરતા અને યુદ્ધપટુતા ઉપર ભરોસો રાખીને આ કામ તમને હું સોંપું છું, જોકે તે માટે હજી તમારી ઉમર નાની છે."

"જી હા, તે કાર્ય હું માથે ચડાવું છું. કાલથી હું તે માટેની તૈયારીઓ કરવા લાગીશ પણ અગાઉ આપે બહારવટીયાને પકડવા જે ચઢાઇઓ કરેલી તે કેવી રીતે અને કયાં કયાં કરેલી, તથા એ લોકો કેવી રીતે છટકી ગયા, તે વિષેની પૂરી વિગતો મારી જાણમાં નથી અને તે જાણ્યા વિના મારી તૈયારીઓની દિશા હું આંકી શકીશ નહિ."

"એક વાર રાત્રે આવો એટલે હું તમને બધી વિગત સમજાવી દઉં. એ લોકોનાં કેટલાં અને કયાં કયાં રહેઠાણ છે તેની પણ આપણી પાસે બાતમી છે તે હું તમને સમજાવી દઇશ."

એટલામાં બહારથી પોકાર આવ્યો: "ખડ્ગસિંહ બાપુ, ખડ્ગસિંહ બાપુ!"

"અલ્યા, કોણ છે એ? કોણ બૂમ પાડે છે?"

"રાજમહેલમાં આપ તાકીદે પધારો, મહારાજાની તબીયત નરમ થઇ ગઇ છે!!"

ખડ્ગસિંહ સફાળો ઉઠ્યો. માથે પાઘડી મૂકી, ખીંટીએથી તલ્વાર લેતાં તેણે હરનામને કહ્યું: "હરનામસીંગ, એ વિષે પછી આપણે વાતો કરીશું. તમે તમારે ખુશીથી ઘેર જાવ." એમ કહેતો જ ખડ્ગસિંગ ઉતાવળે પગલે બહાર નીકળ્યો અને ચાલતો થયો.

પાછળ હરનામ અને રાધા પણ બહારની પરશાળમાં આવ્યાં. રાધા બોલી: "હરનામસીંગ! તમે બહારવટીયાને પકડવા જશો, ત્યાં આ તમારી નાનીશી કટારી તમને શી મદદ કરશે? આજે પહેલી જ વાર મેં આ કટારી તમારી ભેઠમાં જોઇ."

"મહીનાથી હું એ કટારી ભેઠમાં બાંધું છું, અને શું તમે આજે જ જોઇ?" હરનામે ઠાવકું મ્હોં રાખીને પ્રશ્ન કર્યો.

"જૂઠું બોલો છો! પરમ દિવસે પણ મેં એ કટારી તમારી ભેઠમાં નહોતી જોઈ, માત્ર આજે જ જોઇ." રાધાએ કૃત્રિમ ઠપકા-ભરી આંખે જોતાં કહ્યું.

"ત્યારે, તમે મારાં હથીયારોની પણ બરાબર હાજરી લેતાં હો તેમ જણાય છે! તમે ખરૂં જ કહો છો, આજે સવારે મેં એ કટારી ખરીદી છે."

રાધા બોલી: "પણ તમને આવી કટારી શોભે?"

"કેમ ન શોભે?" હરનામે કટારી ભેઠમાંથી બહાર કાઢી અને રાધાના હાથમાં મૂકી. "તેનું પાનું જુઓ, તેની કારીગરી જુઓ, કેવી મજાની છે તે?"

રાધા કટારીનો ઘાટ, સોનાની કારીગરી, તેનું ચમકતું પાનું, તેનું સુંદર મ્યાન, એ બધું જોઇને ખુશ થઇ ગઈ. તેણે કટારીની મૂઠને

બરાબર હાથમાં પકડી જોઇ, તેને ફેરવી ફેરવીને જોઇ, અને તેના ઓઠમાં સંતોષનું સ્મિત ફરકવા લાગ્યું. તેણે હુરનામને પૂછ્યું: "કટારીની શી કીંમત આપી વારૂ ?"

"ત્રણ ગુજરાતી સોનૈયા આપ્યા."

"તેની કીંમત હું તમને આપી દઇશ; પણ એ કટારી હું તમને પાછી આપવાની નથી." એમ કહેતી હુરનામના વદન સામે જોઈને આછું સ્મિત કરતી રાધા કટારી લઇને જતી રહી અને હુરનામનો પ્રત્યુત્તર સાંભળવા પણ ન થોભી.

રાધા ખડ્ગસિંહની એકની એક પુત્રી હતી અને હજી કુંવારી હતી. બાલ્ય વયથી તે વિલાસના સહવાસમાં જ ઉછરી હતી અને અત્યારે પણ તે વિલાસની સાથે જ બહુ વખત ગાળતી હતી, છતાં રાધા અને વિલાસની રૂચિઓ ભિન્ન ભિન્ન હતી. વિલાસની રસિકતા સૌન્દર્ય તથા માધુર્ય તરફ ઢળી હતી, જ્યારે રાધાને મૃગયામાં વિશેષ આનંદ પડતો હતો.

## પ્રકરણ ૨૯ મું

### નિર્બળ મન.

ચોક્કસ પ્રસંગે મનુષ્યના મનમાં નિર્બળતા આવી વસે છે, પરંતુ પોતાની માનસિક નિર્બળતા છુપાવવાનો યત્ન કર્યા વિના તે રહેતો નથી. સુંદર વિલાસભુવનમાં નિશાના મનોહર સમયમાં અને એકાંતના પ્રસંગમાં આંદોલાયમાન બનેલા મનવાળી સુંદરી પણ સ્વામીની સમીપે પોતાના મનની નિર્બળતાનું દર્શન નહિ થવા દેવાની ચેષ્ટાઓ કરે છે; પરંતુ છેવટે એ નિર્બળતા પોતાનો પ્રભાવ દર્શાવ્યા વિના રહેતી નથી અને અણમાનતા મનનો દેખાવ કરતાં કરતાં પણ સ્વામીને સુંદરી પોતાનો દેહ અર્પણ કરે છે! અંતરથી ભીરૂ પણ પોતાની કીર્તિના

ખ્યાલથી વીર બનેલો રાજા લડતાં છતાં શું જીવતો જ શત્રુને તાબે થઇને પોતાના મનની નિર્બળતા દર્શાવી આપતો નથી?

સાયરના પ્રથમ પરિચયથી જ વિલાસનું મન પોતાની નિર્બળતાનો અનુભવ કરવા લાગ્યું હતું. એ સુંદર ક્ષત્રિય યુવકની ચિત્રકલા, તેનું જ્ઞાન, તેનું ડહાપણ અને તેનો વિનય એ સર્વ ગુણો વિલાસના મનને મુગ્ધ કરનારા નીવડયા હતા. પરંતુ પોતા જેવી એક રાજકન્યા એવા એક અજાણ્યા અને ચિત્રો ચીતરીને પેટ ભરનારા યુવક ઉપર મુગ્ધ બને તેમાં તેને પોતાના માનિનિત્વનું ખંડન થઇ જતું જણાતું હતું. ગઈ કાલનો વાતચીતનો પ્રસંગ હજી અધૂરો રહ્યો હતો, અધૂરા વાર્તાલાપથી તેને સંતોષ થયો નહોતો, તેની ચિત્રકલાનો ખ્યાલ તેનાં ચિત્રોને પેટ ભરીને જોયા વિના વિલાસ મેળવી શકી નહોતી, તેથી સાયરને પુનઃ બીજે દિવસે ગિરિશૃંગ પર મળવાને તે આતુર બની હતી. તે આખો દિવસ તેણે સાયર અને પ્રેમી પારાવતયુગલ સંબંધી વિચારોમાં જ ગાળ્યો હતો. જલ્દી સાંજ પડે, ઉતાવળે રાત્રિ પસાર થાય, મ્યાનો ઉપાડનારા ભોઇઓ ઝડપથી ચાલીને પોતાને સૂર્યોદય પહેલાં ગિરિશૃંગ પર પહોંચાડી દે, તે માટે તે અધીરી બની ગઈ હતી. છેવટે તે સઘળું તેની ધારણા પ્રમાણે જ પાર ઉતર્યુ. તે ગિરિશૃંગ પર જઈ પહોંચી અને નિત્યના નિયમ પ્રમાણે શિલા પર બેસી સૂર્યોદયની રાહ જોવા લાગી. સાયરનાં પગલાંના ભણકારા તેના કાનમાં વાગવા લાગ્યા. એ સુંદર અને તેજસ્વી વદન થોડી વારમાં પોતાના જોવામાં આવશે એવી આશામાં તે બેસી રહી. સૂર્યોદય નિહાળવાને પૂર્વ દિશા તરફ નજર કરવાને બદલે સાયરની ખોળમાં તેના નેત્રો વધારે ફરવા લાગ્યાં. છેવટે સાયર તેની સમીપે આવેલો દેખાયો અને તેનાં નેત્રો હસ્યાં! મુખમાં પણ સ્મિત ફરકયું! તેનું નિર્બળ મન સાયરને જોઇને હાર પામવા લાગ્યું; પરન્તુ એ માનિની બાળાના મનની નિર્બળતા સાયર જાણી જાય, તે એ બાળાને ગમ્યું નહિ! તેણે તુરત નીચું જોયું અને અંતરની નિર્બળતાને છુપાવવાને વદન પર કઠોરતા ધારણ કરી.

અવનત વદનને ઉન્નત કરી તેણે પોતાના વદનની ઉગ્રતાથી સાયરને ઠગવાનો પ્રયત્ન કર્યો. આ યત્ન કેટલો સમય સફળતા દર્શાવી શકશે તે ગુંચવાએલી વિલાસ જાણતી નહોતી; પરન્તુ સાયર તો તેથી ઠગાયો જ ! તેણે જોયું કે વિલાસ પોતા તરફ મૌન ક્રોધ દર્શાવી રહી હતી. એ ક્રોધને હાંકી કાઢવાનો યત્ન કરવાને સાયરે તેની સમીપે પારાવતયુગલનું ચિત્ર ધર્યું. પોતાની કૃત્રિમ કઠોરતાનું વધારે ઉગ્ર સ્વરૂપ દર્શાવવાની વિલાસને તક મળી અને તેણે તે તકને હાથમાંથી જવા દીધી નહિ ! તેણે એ ચિત્રને ઝૂંટવી, ફાડીને ફેંકી દીધું ! તે સમજી કે પોતાની નિર્બળતાને છુપાવવામાં પોતે સફળ થઇ હતી, સાયરને પોતે ઠગી ચૂકી હતી, અને હવે પોતાનો પ્રયોગ પૂરી રીતે પાર ઊતરી ચૂક્યો હતો ! પરન્તુ ના, તેનું દિલ હજી ડગમગતું હતું. એ યુવક પોતાની સમીપે થોડી વધારે વાર ઊભો રહે, કાંઇ મધુર શબ્દો બોલે, કાંઇ રસચર્ચામાં પોતાને ગુંથે, તો પોતે હજી પણ હાર ખાઇ જાય, કઠોરતાના કૃત્રિમ પ્રયોગને વિસરી જાય, અચાનક અંતરનો ઉમળકો બહાર પડી જાય, અને એ રીતે સફળતા નિષ્ફળતાના રૂપમાં ફેરવાઇ જાય એવો હજી વિલાસને ભય હતો ! આ ભયમાંથી છૂટવાને એ નિર્બળ મનવાળી બાળા એકદમ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ ! તે મનમાં હરખાવા લાગી કે એ ચતુર યુવકને પોતે સંપૂર્ણ રીતે ઠગ્યો હતો અને પોતે તેના આશાતુર મનને નિરાશ કરીને પોતાનો સંપૂર્ણ પ્રતાપ તેની ઉપર પાડચો હતો !

પરન્તુ, ભોળી બાળા ! તે સમજતી નહોતી કે તેનું મન તેને જ ઠગી રહ્યું હતું ! તેણે સાયરને ઠગવાને પોતાના મન ઉપર બળાત્કાર કર્યો હતો, તેથી જોકે સાયર ઠગાયો હતો, અને વિલાસ અંતરમાં હરખાઇ હતી, તોપણ તે શિખર પરથી પાછી ફરીને મ્યાનામાં બેસી પોતાના નિવાસસ્થાન ભણી વળી, ત્યારે તેના હર્ષનો ઉભરો શમવા લાગ્યો અને તેનું દિલ સાયરની ચિત્રકલામાં, તેની સુંદર મૂર્તિમાં અને તેની સાથેના મધુર વાગ્વિનોદના સ્વપ્નમાં ગુંથાવા લાગ્યું. બળાત્કારે

મનને દાબી દેવામાં ક્ષણિક સફળતા મેળવી ચૂકેલી બાળાનું મન પુનઃ પોતાના મૂળ સ્વભાવ તરફ વળવા લાગ્યું અને હવે દુઃખ અનુભવવા લાગ્યું. તેને હવે લાગવા માંડયું કે સાયર ઉપર પ્રતાપ પાડવાને પોતે કઠોરતા ધારણ કરી, તેને બદલે પોતે શાન્ત ચિત્તે તેનું ચિત્ર જોયું હોત, તેની સાથેનો વાગ્વિનોદ અનુભવ્યો હોત અને તેની ચિત્રકલાનો વિશેષ પરિચય કર્યો હોત, તો તેથી શું બગડી જવાનું હતું? એક વાર પોતે તેની સાથે વધારે વાતચિત ભવિષ્યમાં કરવાનું વચન આપ્યું, અને વાતચિત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં પોતે એકાએક તેનો તિરસ્કાર કર્યો, તેથી શું પોતા માટે તેનો ખરાબ અભિપ્રાય નહિ બંધાય? અથવાતો શું સાયર એવું નહિ માને કે તેણે પોતાની કવિતામાં દોષ બતાવ્યો તેથી જ પોતે તેના પર ગુસ્સે થઈ ગઇ? એથી તો પોતા માટેનો તેનો અભિપ્રાય વધારે હલકો બંધાવા પામશે. પોતે વિદ્યાવિલાસિની હતી, તો આવી રીતે અસહિષ્ણુ બની જવું તે પોતાની વિદ્યા ઉપર કલંકરૂપ હતું, એવું હવે વિલાસના મનમાં ઉગવા લાગ્યું. પોતાના નિવાસસ્થાન પ્રતિના માર્ગમાં જ તેના મનમાં એવું આવવા લાગ્યું કે સાયર હજી પર્વત પર જ હશે, તો પોતે પાછા ફરીને તેનો તિરસ્કાર કરવા માટે ક્ષમા યાચવી એ વધારે ઉચિત છે. તેણે મ્યાનામાંથી ડોકું બહાર કાઢીને નજર કરી, તો પોતાનો મહેલ નજીક જ દેખાવા લાગ્યો. આટલેબધેથી પાછા ફરવાને બદલે બીજે દિવસે જ ચિત્રકારને મળવું એ તેને વધારે ઠીક લાગ્યું.

તે દિવસ તેણે પશ્ચાત્તાપમાં, ઉદાસીમાં, સાયરને મળવાની આતુરતામાં અને તેનો વિશેષ પરિચય કરવાની લોલુપતામાં ગાળ્યો. આગલો દિવસ તેણે અત્યંત વિહ્વળતામાં પસાર કર્યો હતો અને જે ક્ષણે એ વિહ્વળતાનો અંત આવવાનો હતો, તે જ ક્ષણે તેને પોતાના મનની નિર્બળતાને છુપાવવાનો તરંગ થઇ આવતાં તેણે એ અમૂલ્ય ક્ષણ ગુમાવી હતી. હવે એ પ્રસંગ આખો દિવસ અને રાત્રિ વીતી ગયા વિના આવે તેમ નહોતું!

પાછલે પહોરે તે પોતાની સખી રાધાની સાથે નગરમાં પિતાની તબીયત જોવા ગઇ; પણ ત્યાં રાજાજીને અત્યંત ગભરામણ થઇ ગએલી હોવાથી દોડાદોડ થઇ રહી, રાજાજીના પ્રાણ થોડી વારમાં નીકળી જશે એવો ભય દેખાવા લાગ્યો, વિજ્જુલકુંવરની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં, વિલાસ પણ ગભરાઈ ગઇ અને વૈદ્ય રાજાની નાડી પકડીને સ્તબ્ધ થઈ ઊભો રહ્યો. પણ કેટલીક વારે ગભરામણ મટી, રાજાજીને પુનઃ ભાન આવ્યું, રડતાં મ્હોં પાછાં હસતાં થયાં અને વિલાસ એકલી પાછી પોતાને મહેલે આવી.

સંધ્યાકાળે વિલાસ મહેલની ફરતા બગીચામાં ફરવા માટે નીકળી. શીતળ વાયુ વાઇ રહ્યો હતો. પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં. અસ્ત પામતા સૂર્યનો રક્તવર્ણીય સોનેરી પ્રકાશ ફૂલરોપનાં પત્રો તથા પુષ્પોની પાંદડીઓ ઉપર નૃત્ય કરતો નયનમનોહર દૃશ્ય આપી રહ્યો હતો. આકાશમાં એક નાની શ્વેત વાદળી અરવલ્લીની પર્વતાવલિના એક શિખર તરફ દોડી જતી હતી. આ મનોરમ સમયે વિલાસના મુખમાંથી એકાદી કાવ્યધારા સરી પડી હોત, પરન્તુ અંતરનો રસસાગર આજે સુકાઇ ગયો હતો. તે વિચારમુગ્ધ સ્થિતિમાં જ એક શિલાસન પર બેઠી.

એટલામાં રાધા મહેલમાં આવી પહોંચી અને વિલાસને શોધતી શોધતી બગીચામાં આવી. તેના મનમાં પોતાની નવી સુંદર કટારી વિલાસને બતાવવાનો ઉત્સાહ ઉભરાઈ રહ્યો હતો. આવતાં વાંત તેણે પોતાની એ કટારી વિલાસના હાથમાં મૂકી. વિલાસ અન્યમનસ્ક બની ગઈ હતી, છતાં તેણે આ નવી વસ્તુ જોઇ એટલે સહજ પૂછ્યું: "આવી નાજુક કટારી ક્યાંથી ?"

"મેં તે ખરીદ કરી."

"તું એને શું કરીશ ?"

"કટારીનું બીજું શું કરવાનું હોય વળી ? હું તે પાસે રાખીશ."

"તેનો શો ઉપયોગ ?"

"કોઇ વાર કામમાં આવે; અત્યારે તો માત્ર મેં તેની નાજુકાઇ અને સુંદરતા જોઇને જ તે ખરીદ કરી છે."

કટારીના સંબંધમાં કાંઇ વિશેષ રસ ધરાવ્યા વિના જ વિલાસે તે રાધાને પાછી આપી. પોતાની વ્હાલી કટારી વિલાસને રસ પમાડી શકી નહિ તેથી રાધાને નવાઇ લાગી. તેની વિરસતાનો રાધાને ખ્યાલ જ ન હતો. તેણે કહ્યું: " પણ બહેન ! આવી ટાઢમાં અને આવા પવનમાં બગીચામાં કેમ બેઠાં છો ? અંદર ચાલોને ? "

" આજે ટાઢ ક્યાં છે ? મહેલમાં મને તાપને લીધે જરા અકળામણ થવા લાગી, એટલે હું બગીચામાં ઠંડકને માટે ફરવા નીકળી છું. "

ફરફરતા ઠંડા પવનને લીધે પોતાની ઓઢણીનું સોડીયું વાળતી રાધા વિલાસના આ જવાબથી આશ્ચર્ય પામી. બેઉ સખીઓ જ્ઞાતયૌવના તો હતી, પરંતુ બેઉ મુગ્ધાઓ હતી. માનસિક તાપનો ઉભરો વિલાસના શરીરમાં ચડયો હતો, તેની સમજ વિલાસને પોતાને પણ નહોતી, તો રાધાને ક્યાંથી જ હોય ?

## પ્રકરણ ૩૦ મું

### તણખો

રાત્રિ પણ વિલાસે વિચારમાં અને વિહ્વળતામાં ગાળી. થોડો વખત તેને નિદ્રા આવી પરન્તુ ગિરિશૃંગ પર જઈ પહોંચવાની અધીરાઇમાં તેની આંખો વહેલી ઉઘડી ગઈ. તે પરોઢમાં શય્યાત્યાગ કરીને નિત્યકર્મથી પરવારી, મ્યાનામાં બેસી ફરવા નીકળી પડી અને પોતાના નિયત સ્થળે રોજ કરતાં વહેલી આવી પહોંચી. તેણે જોયું કે પોતે ફાડીને ફેંકી દીધેલા ચિત્રના કકડા હજી તેમ ને તેમ પડી રહેલા હતા. તે કકડા તેણે ઉંચકી લીધા. તુષારબિંદુઓથી તે જરા ભીના અને ધૂળવાળા થઇ ગયા હતા, છતાં ચિત્રની સુંદરતા નાશ પામી નહોતી. તેણે કકડાને ચિત્રના આકારમાં યથાસ્થિત ગોઠવ્યા, અને ચિત્ર જોઈને તે આનંદ પામી-આફ્રીન પોકારી ઉઠી. ચિત્રમાંહેની જે ખામી તેણે

ચિત્રકારને પ્રથમ પરિચયવેળાએ દર્શાવી હતી, તે ખામી તે ચિત્રમાં સાયરે રહેવા દીધી નહોતી. વિલાસ પોતાની કવિતા ધીમે ધીમે ગણગણવા લાગી અને તે સાથે ચિત્ર જોઇને પોતાની કવિતાના શબ્દે શબ્દના ભાવોને એ ચિત્રમાં ઊતરેલા જોઇ આનંદ પામવા લાગી.

એટલામાં સૂર્યોદય થયો. નિત્યનું દશ્ય તેની ચક્ષુ સમીપે આવીને ઊભું રહ્યું પરન્તુ આજે એ દશ્ય જોવામાં તેનું ચિત્ત પરોવાયું નહિ. તેની આંખો તો સાયરને ખોળી રહી હતી, પરન્તુ સાયર હજી આવ્યો નહોતો. તે શૃંગ પર આમતેમ જરા ફરી અને એ રીતે સમય ગાળવા લાગી. સૂર્ય પૂર્વ દિશાના આકાશમાં સારી પેઠે ઉંચે ચડ્યો પરન્તુ હજી સાયર દેખાયો નહોતો. કેટલીક વાર સુધી શિલા પર બેસી રહીને વિલાસે તેની માર્ગપ્રતીક્ષા કરી, પરન્તુ નિષ્ફળ! તેનું દિલ હવે નિરાશાનો અનુભવ કરવા લાગ્યું. પોતે કરેલા તિરસ્કારથી એ કલારસિક ક્ષત્રિય વીરને ખરાબ જ લાગ્યું હશે અને તેથી પુનઃ આ સ્થળે નહિ આવવાનો તેણે નિશ્ચય કર્યો હશે એવું તે પોતાના મનમાં માનવા લાગી. તો પછી એ યુવકને શોધીને તેનો વિશેષ પરિચય કેવી રીતે કરી શકાય? આ નવી ગુંચવણમાં વિલાસ ગુંચાવા લાગી. સમય થઇ ગયો, છતાં સાયર આવ્યો નહિ એટલે તેણે તેના આગમનની આશા હવે મૂકી દીધી. તેનું મન ઉદાસ બની ગયું. સૃષ્ટિના સુંદર દશ્યે તો તેના હૃદયના કવિત્વને ન સ્ફુરાવ્યું, પરંતુ એ ઉદાસીનતાએ તો તેના મુખને કાવ્યરસથી પરિપ્લાવિત કર્યું. પૂર્વવત્ શિલાતલ ઉપર જ તેણે પોતાના હૃદયોદ્‌ગારને કવિતારૂપે આલેખ્યા:—

"રસભ્રમરી રસ–આસ્વાદાર્થે ભ્રમણ કરી કરી થાકી,<br>
"શ્રમિત થઇ કમળદર્શનાતુર દષ્ટિ ચતુર્દિશ નાંખી;<br>
"નિત્ય નિત્ય દર્શન દેનારૂં કમળ અહીં નહિ આજે;<br>
"ક્યા સરોવરપંક વિષે લપટાઇ, કમળ! તું રાજે?<br>
"સૂર્ય ઉગ્યો, તું થશે પ્રફુલ્લિત રસભર પાંખડીઓથી,<br>
"કમળ પ્રિય! મુદિત થશે ભ્રમરી નિરખી આંખડીઓથી."

નિરાશ થએલી વિલાસ પ્રહર દિવસ ચડયે ગિરિશૃંગ પરથી નીચે ઊતરી. તે ગઇ અને થોડી જ વારે સાયર ચિત્રપાટી સાથે ભ્રમણ કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો! વિલાસને તે સ્થળે જોવાની આશા તેણે મૂકી દીધી હતી. તેને મળવાનો પ્રસંગ ટાળવાને જ આજે તે બીજી દિશાએ ફરવા નીકળી પડયો હતો અને ઘેર જવાને માટે એ માર્ગે અત્યારે તે નીકળ્યો હતો. વિમનસ્ક દૃષ્ટિથી ચાલતાં ગઈ કાલે પોતાના ચિત્રના કકડા વિલાસે ફેંક્યા હતા તે દિશાએ તેણે જોયું. આજે ત્યાં એ કકડા પડેલા નહોતા! પવનથી તે ઉડી ગયા હશે એવું માનીને તે આગળ ચાલવા લાગ્યો, પરંતુ એટલામાં તેણે વિલાસની બેઠકવાળી શિલા ઉપર કાંઈ નવી કવિતા લખાએલી જોઈ! તે ચમકીને ઊભો રહ્યો અને શિલા પરની કવિતા વાંચી સ્થિર બની ગયો.

"રસભ્રમરી કઇ? કમળ કોણ?" એ જ પ્રશ્નો પોતાના મનને પૂછીને સાયર કિંકર્તવ્યવિમૂઢની પેઠે ઊભો રહ્યો. વિલાસની આ કવિતા સૂચક અર્થવાળી છે કે તેની સામાન્ય માનસિક રસિકતાનુ બોધન કરનારી છે તેનો નિર્ણય સાયર તત્કાલમાં કરી શક્યો નહિ. વિલાસને રસભ્રમરી માની પોતાને કમળરૂપ કલ્પી સાયર ઉપમાન-ઉપમેયનો સંબંધ ઘટાવવા લાગ્યો, પરન્તુ ગઇ કાલે જ તેણે જે તિરસ્કારભરી ભ્રૂકુટિ જોઇ હતી તેનું દર્શન તેનાં માનસ ચક્ષુઓની સમીપે થતાં તેને એ કલ્પના નિરર્થક લાગી. પુનઃ તેના મનમાં એવો વિચાર આવ્યા વિના રહ્યો નહિ કે "નિત્ય નિત્ય દર્શન દેનારૂં કમળ અહીં નહિ આજે" એ પંક્તિનો અર્થ શો? પોતે પ્રભાતમાં જ તે સ્થળે આવ્યો નહિ અને વિલાસ ત્યાં એકલી આવી, કવિતા લખીને ચાલી ગઇ, એ પ્રસંગનો સંબંધ મેળવતાં તેને લાગ્યું કે વિલાસના દિલમાં કાંઇ અવનવો રસાંકુર જન્મ્યો હોવો જોઇએ. પુનઃ પુનઃ કવિતાની પંક્તિઓ વાંચતાં છતાં તે કોઇ તરેહનો નિર્ણય કરી શક્યો નહિ અને ત્યાંથી તુરત તે ઘર તરફ વળ્યો.

બીજા દિવસના પ્રભાતમાં પુનઃ સાયર એ સ્થળે જ આવ્યો

અને શિલા પરની કવિતા વાંચતાં જ વિચારમાં પડી ગયો. હજી તો તે એ કવિતા વાંચતો સ્થિર ઊભો હતો, એવામાં પાછળથી વિલાસ આવીને તેની બાજુએ ઊભી રહેતી બોલી : "શું વાંચો છો, સાયરસીંગ!"

સાયર ચમકી ગયો. તેણે જોયું કે વિલાસ પોતાની પાસે ઊભી રહી પ્રશ્ન પૂછી રહી હતી. એ પ્રશ્નનો જવાબ સાયર આપે તે પહેલાં તેને વિલાસની તીવ્ર તિરસ્કારથી ભરેલી ભ્રૂકુટિ સાંભરી આવી, પરંતુ એ તિરસ્કારનો પ્રત્યુત્તર એવા જ તિરસ્કારથી વાળવાનું સાયરને રૂચ્યું નહિ. પોતાના મનોભાવને તે દંભપૂર્વક છુપાવવા ઇચ્છતો નહોતો. તેના સરલ હૃદયને એવો દંભ કરતાં આવડતું જ નહોતું. વિલાસના વદન પર પ્રસન્નતા નિહાળી, પોતે પણ પ્રસન્ન મુદ્રા ધારણ કરી, વિલાસના પ્રશ્નનો ઉત્તર આપતાં તે સાશ્ચર્ય બોલ્યો: "આ તમારી કવિતા જ વાંચી રહ્યો છું, વિલાસકુંવર!"

વિલાસ ઓશિયાળી બની ગઇ. પોતે પોતાના મનને પૂર્ણ રીતે સબળ બનાવવાનો પ્રયત્ન કર્યો હતો, છતાં છેવટે તો પોતે નિર્બળ મનની દેખાઇ ગઇ, પોતાની માનસિક નિર્બળતા એ કવિતામાં વ્યક્ત થઇ ગઇ, એ કવિતા વાંચીને પોતાની એ નિર્બળતા સાયરના જાણવામાં પણ આવી ગઇ, તેથી વિલાસનું મ્હોં પડી ગયું! પ્રચંડ હાથીની પાસે પોતે એક નાની બકરી જેવી દેખાઇ રહી હોય તેવો તેને અનુભવ થવા લાગ્યો. પોતાનું નિર્બળ મન સાયર પાસે બરાબર પકડાઇ ગયું હતું અને હવે તેમાંથી છૂટવાનો યત્ન કરવો તે કેવળ વ્યર્થ હતું એમ તે જોઇ શકી; છતાં એક પ્રશ્ન તેણે કર્યો: "એ કવિતા મારી જ છે, એમ તમે શા ઉપરથી કહો છો, વારૂ?"

"તમારા હસ્તાક્ષર જ તેની સાક્ષી પૂરે છે."

પોતે એક વધુ પ્રશ્ન પૂછીને વધારે મૂર્ખ ન બની હોત તો સારૂં હતું, એવું વિલાસના મનમાં થઇ આવ્યું. તેને લાગ્યું કે જ્યાં-સુધી પોતે એક વાર કરેલી ભૂલને છુપાવવાનો યત્ન કર્યા કરશે, ત્યાં-સુધી ઉત્તરોત્તર એવી ભૂલો વધતી જ જશે! તેમ કરવાને બદલે

પોતે પોતાની ભૂલ એક વાર ખુલ્લા દિલથી સાયરને કહી નાંખે, તો એવી ભૂલ પુનઃ થાય નહિ અને પોતાને પોતાની મૂર્ખતાનું વધારે દર્શન કરાવવાની આવશ્યકતા રહે નહિ. તે નીચું જોઈ રહેતી બોલી: "સાયરસીંગ! એ કવિતા ખરેખર મારી જ છે અને મેં તમને ઉદ્દેશીને જ લખી છે."

"મને ઉદ્દેશીને તમે એ કવિતા લખી છે? શામાટે? હજી તો તે દિવસે થએલી મારી અસભ્યતાને માટે મારે તમારી ક્ષમા યાચવાની છે!"

"સાયરસીંગ! તમારે ક્ષમા યાચવાની જરૂર નથી. મારે જ ક્ષમા યાચવાની રહી છે. તમે તે દિવસે ચિત્ર લઈને મારી પાસે આવ્યા, ચિત્ર મારે જોવું જ હતું અને તમારી સાથે વાતચીત કરવાની પણ મારી ઇચ્છા હતી, પણ—"

"પણ શું?"

"તમે મને અજ્ઞ-બેવકૂફ નહિ કહો?"

"તમારા સરખાં ચતુર રાજકુમારી બેવકૂફ કેમ હોઇ શકે?"

"ચતુર હોય તે જ બેવકૂફ બને; મારામાં તે જ વખતે મારા રાજપદનું સ્વમાન—બલકે અભિમાન ઉત્પન્ન થયું અને તમારી સાથે વાતચીત કરવામાં મને હીનતા લાગી; આથી મનને બહુ જ દબાવીને મેં તમારો અનાદર કર્યો."

સાયર એ સાંભળીને હસી પડ્યો.

"તમે ખુશીથી હસો. તમારા હાસ્યને પાત્ર થવા યોગ્ય કાર્ય જ મેં કર્યું છે, કારણ કે પરમ દિવસે તમારો તિરસ્કાર કરવા છતાં કાલે પુનઃ તમારી સાથે વાર્તાલાપ કરવાની અને મારા દોષને માટે મારી ક્ષમા યાચવાની મને ઇચ્છા થઇ આવી. હું અહીં આવી, પણ તમે મળ્યા નહિ, એટલે હૃદયોદ્‌ગારને કવિતામાં આલેખી હું અહીંથી ચાલી ગઈ."

"કાલે જ મોડેથી આ તરફ નીકળતાં મેં તમારી કવિતા વાંચી હતી. પરન્તુ તે વાંચીને હું જે ગુંચવણમાં પડ્યો હતો તે ગુંચવણ તમારા અત્યારના કથનથી છૂટી ગઇ." સાયર બોલ્યો.

"મેં જે ચિત્ર ફાડી નાંખ્યું હતું તે ચિત્રના કકડા હું કાલે અહીંથી લઈ ગઇ હતી. ચિત્ર જોઇને હું પ્રસન્ન થઇ છું. એ ચિત્રનું મૂલ્ય હું તમને શું આપું?"

"તેનું મૂલ્ય મને મળી ગયું છે: તમે પ્રસન્ન થાઓ એ જ તેનું મૂલ્ય હતું."

"નહિ, તમે એમ કહો તેથી હું સંતોષ પામું નહિ. મારી આ વીંટી હું તેના બદલામાં તમને આપું છું તે લ્યો." વિલાસે પોતાની કરાંગુલિમાંથી વીંટી કાઢી આપવા માંડી.

"ચિત્રના બદલા તરીકે તો હું એ વીંટી નહિ જ લઉં. મેં ઉદરનિર્વાહને માટે એ ચિત્ર આલેખ્યું નથી."

"ત્યારે આપણા આ પરિચયની નિશાની દાખલ તમે આ વીંટીનો સ્વીકાર કરો." વિલાસે કહ્યું.

"તો હું તે સ્વીકારીશ." એમ કહી સાયરે વિલાસના હાથમાંથી વીંટી લીધી અને તેને પોતાની કરાંગુલિ પર ધારણ કરી.

"આજે મારો અસંતોષ ટળ્યો: પરંતુ હજી મારે તમારી પાસેથી કેટલુંક જાણવું છે; કહો કે મારે મારા મનથી કેટલીક શંકાઓનું સમાધાન કરવાનું છે."

"હું કાંઈ પંડિત નથી. તમારા મનની શંકાઓનું સમાધાન કરવાની મારામાં શક્તિ નથી."

"મને કોઈના પાંડિત્યની જરૂર નથી. પેલા પારેવાના જોડાને તમે જે કારણથી ધન્યવાદ આપવા ઇચ્છો છો, તે કારણ વિષે મારે તમારી પાસેથી હજી ઘણું ઘણું સાંભળવું છે."

સાયરે મંદ કર્યું. તે બોલ્યો: "હજી તે દિવસની શંકા દિલમાં ખૂચ્યા કરે છે?"

"હા; એ જ આકાંક્ષાએ મને તમારા પુનઃ પરિચયની અભિલાષા ઉપજાવી હતી."

"પરન્તુ એમાં શંકાને સ્થાન નથી, વિલાસકુંવર! પ્રેમના શાશ્વત સ્વરૂપને સમજનારને એવી શંકા થાય જ નહિ."

"તો મારે એ સ્વરૂપ વિષેનું મારૂં અજ્ઞાન ટાળવું જ રહ્યું." એટલું બોલતાં વિલાસ ઉંડા વિચારમાં પડી ગઈ. થોડી વારે તે બોલી: "ત્યારે અન્ય કોઈ પ્રસંગે હું તમારી પાસેથી જ જ્ઞાન મેળવીને મારૂં અજ્ઞાન ટાળીશ."

કેટલોક સમય મૌન ચાલ્યું. સૂર્ય આકાશમાં ઉંચે ચડ્યે જતો હતો, તેનું ભાન નહોતું વિલાસને કે નહોતું સાયરને. બેઉનાં અંતરમાં કારમો તણખો ઉડ્યો હતો પણ બેઉને ખબર નહોતી પડતી કે તે ત્યાં ક્યાંથી આવ્યો હતો! અને એ એક સ્વયંભૂ તણખો જ હતો. તેમાંથી જ્યોત પ્રકટી નહોતી, જ્વાળા ભડકી નહોતી. વિલાસે હવે ત્યાંથી જવું જોઇતું હતું, સાયરે પણ ત્યાં વધુ વખત ઊભા રહેવાની જરૂર નહોતી, છતાં બેઉ સ્તબ્ધ બનીને ઊભાં જ રહ્યાં હતાં.

એટલામાં દૂરથી પોકાર થયો: "કુંવરીબા! કુંવરીબા! જલ્દી નગરમાં પધારો, રાજાજી દેવ થયા!"

વિલાસ પોતાના એક ભાઇના આ કારમા શબ્દો સાંભળતાં ચમકી ગઇ.



## દીવાળીના તહેવારોમાં

ઘરનાં બારી-બારણાં કેવી રીતે શણગારશો? તોરણો વેચાતાં લઇને કે બીજા પાસે ભરાવીને? તોરણો વેચાતાં ના લેવાય, બીજા પાસે ના ભરાવાય, એ તો જાતે જ ભરાય. પણ નમુનો જોઇએ ને? ઓહો! તે માટે મંગાવો નીચે લખેલાં સુંદર પુસ્તકો:

# સચિત્ર મોતીનાં તોરણ

## ભાગ ૧—૨

દરેક ભાગની કીંમત રૂપીઆ એક; પોસ્ટેજ જુદું.

મુંબઈ અને બીજાં શહેરોના બુકસેલરોને ત્યાં પણ મળે છે; પણ નકલીયાં નીકળ્યાં છે માટે અમારું નામ વાંચીને લેજો.

કરસનજી જીવરાજ મોતીવાળા એન્ડ કું.

ઢીંકવા ચોકી—અમદાવાદ.

સ્વદેશી ! સ્વદેશી !! સ્વદેશી !!!




હિંદી મુડી હિંદી વહીવટ
હિંદી મજુરી

તાઝગી બક્ષનારૂં હિંદી
તંદુરસ્તીવર્ધક પીણું

# નેશનલ
# ફ્રુટ સેલાઇન

કિંમત બાટલી એકના
રૂ. ૧—૪—૦

દરેક ગામેગામ એજંટો
જોઇએ છે.

લખો—

**ધી ઈન્ડીયન ટ્રેડર્સ,**
૨૩૪/૪ રતનપોળ,
**અમદાવાદ.**

તા. ક. બાટલી ખરીદતી વખતે
એ રાષ્ટ્રીય વાવટાનું
નિશાન તપાસી લેજો.